# શ્રી ક્ષત્રિય ધર્મ ગીતા



यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥

શ્રી

# ક્ષત્રિય ધર્મ ગીતા.


કર્તા,

**કાનજી કાલીદાસ જોશી.**

સચિત્ર સમશ્લોકી સરળ ભગવદ્ગીતાના કર્તા.

૮૪-૯૨ કાંદાવાડી, મુંબઈ.



પ્રકાશક,

**બહેચરસિંહજી જવાનસિંહજી રાઓલ.**

૮૪-૯૨ કાંદાવાડી, મુંબાઇ.





આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦૦

સંવત ૧૯૮૨ સને ૧૯૨૬

કિંમત એક રૂપીયો.

માણસાના રાજપૂતોની ઘણીજ ગરીબ સ્થિતીના સબબે પોતાનાં બાળકોને કેળવણી આપવાને અશક્ત છે, તેવાઓને મદદ અર્થે વિદ્યાર્થી ભુવનની સ્થાપના કરવામાં આવેલ છે. તે સંસ્થાના નિભાવ અર્થે આ ગ્રંથના વેચાણનો નફો આપવાને મંજુર થએલ છે. તો પોતપોતાની શક્તિ અનુસાર પુસ્તક ખરીદી ઉત્તેજન આપવા પ્રાર્થના છે. આ પુસ્તક વિદ્યાર્થિઓને તેમજ ગરીબ સ્થિતીના રાજપૂતોને અડધી કીંમતે આપવામાં આવશે. મળવાનું ઠેકાણું:--

**બહેચરસિંહજી જે. રાઓલ.**

૮૪ ૯૨, કાંદાવાડી, **મુંબાઈ નં. ૪**

**વિદ્યાર્થી ભૂવન.**

**મુ: માણસા,** ( મહીકાંઠા ).

**રાઓલ માધુસિંહજી જેઠાસિંહજી.**

ઠે. શંકરલાલના કારખાનામાં,

મીરજાપુર રોડ, **મુ. અમદાવાદ.**

**કાનજી કાલીદાસ જોશી.**

૮૪-૯૨, કાંદાવાડી, **મુંબાઇ નં. ૪**

મુંબાઈમાં માધવબાગના તથા જાણીતા બુકસેલરોની પાસેથી પણ મળશે.

# અનુક્રમણિકા.





# પ્રસ્તાવના.

કુરુક્ષેત્રમાં મહાભારતના યુદ્ધની શરુઆતમાં શ્રી કૃષ્ણચંદ્રે પોતાના સખા અર્જુનને કૌરવ પાંડવોના સૈન્યો સજ્જ થઈ ઉભાં છે, તે વખતે પાંડવો સામે યુદ્ધમાં કૌરવોની મદદે કોણ કોણ આવેલા છે તેમને જોવાને અર્જુને પોતાનો રથ સૈન્યના મોખરે રખાવ્યો, અને કૌરવ સૈન્યમાં જોતાં જોતાં તેમાં સ્વજન, આચાર્યો, મામા, ભાઇયો, પુત્રો, ભત્રિજાઓ, મિત્રો, ને ગુરૂ આદિ સમુદાયને જોઇને અર્જુનને મોહ થયો કે આ બધાના યુદ્ધ કરીને પ્રાણ નહિ હરુ, તેજ વખતે શ્રીકૃષ્ણચંદ્રે જણાવ્યું કે, આ ધર્મ યુદ્ધ છે. વળી તેમાં મદદ અર્થે દેશ દેશાન્તરના રાજાઓને આમંત્રણ કરવાથી તેઓ આવેલા છે. અને તેમના સૈન્યોની વ્યુહ રચના સુદ્ધાંત થએલી છે. એટલું જ નહિ પણ કૌરવો રણ વાદ્યો વગડાવીને યોદ્ધાઓને શુરાતન આપે છે, અને ભીષ્મ તો શંખનાદ કરી જણાવે છે કે તેમનું સૈન્ય તૈયાર છે. અહીં પાંડવ સૈન્ય તૈયાર છે, તેવા પ્રતિ ઉત્તર રૂપે પાંચજન્ય નામનો શંખ નાદ થઇ ચુકયો છે. યુદ્ધની શરૂઆત થવાની તૈયારી છે, તેજ વખતે આવું બાયલાપણું તને શોભે નહિ તે વીગેરે બોધદાયક સાતસો શ્લોક રુપે અર્જુનને કરેલો ઉપદેશ તેજ આ ગીતારુપી અમુલ્ય ગ્રંથ છે.

મહાભારતને શાસ્ત્રકારો પાંચમા વેદ તરીકે માને છે, તેના તત્વ રુપે આ ગ્રંથ રચાએલો છે, જેમાં ધર્મ, ઉપાસના, અને વિજ્ઞાનનો ઉપદેશ કરવામાં આવેલ છે, તેના જેવો અમુલ્ય ગ્રંથ આખા જગતની કોઇ પણ ભાષામાં મળી શકવો ઘણોજ કઠીણ છે.

પરમશાન્તિ, જીવનમુક્તિ, પરમ તત્વનો લાભ, અને વિજ્ઞાનનું રહસ્ય શ્રીકૃષ્ણચંદ્રે કુરૂક્ષેત્રના મેદાનમાં પાંડવ સૈન્યના મોખરે પોતાના ભક્ત અર્જુનને વેદાન્તના સારરુપે કહ્યો છે, જેમાં કર્મ કરવાનો વિધિ, શરણાગતનું રહસ્ય, પરલોક પ્રાપ્તિનું ઉત્તમ સાધન, સતોગુણ, રજોગુણ, ને તમોગુણનું વ્યવસ્થા, કર્મ કરવા છતાં પણ તે કર્મોમાં લિપ્ત ન થવું કર્મયોગનો અધ્યયન કરનારા યોગીઓને પરમ યોગની સિદ્ધિ પ્રાપ્ત થવી, અને દ્વૈત, દ્વૈતાદ્વૈત, તથા અદ્વૈતના વિચારો આ ગ્રંથના આધારથી અધિકાર અનુસાર પ્રાપ્ત થાય છે.

આવા અનુપમ ગ્રંથ ઉપર અનેક સાક્ષરોએ સંસ્કૃત, હિંદી, ગુજરાતી, મરાઠી, વીગેરે ઘણી ભાષામાં ભાષાન્તરો ને ટીકા લખેલી છે. સિવાય બીજા નવાં ભાષાન્તરો ને ટીકા પોતપોતાની વિદ્વતા અનુસાર લખ્યાજ કરે છે, એટલુંજ નહિ પણ પશ્ચિમાત્ય પંડિતોએ પણ પોતાની માતૃભાષા ગ્રીક, લેટીન, ફ્રેંચ, જર્મન, ઈંગ્રેજી વીગેરે દ્વારા પોત પોતાના દેશના લાભાર્થે લખેલ છે. તેથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, આ અમુલ્ય ગ્રંથ છે કે જેમાં દરેક શાસ્ત્રીય જ્ઞાન યુગે યુગમાં પ્રાપ્ત થઇ શકે છે, વળી આ ગ્રંથની ગુજરાતી ભાષા એટલીતો સરળ છે કે, થોડું ગુજરાતી જાણનારા પણ સહેલાઇથી સમજી શકે તેમ છે. ગીતા રુપી ગ્રંથના પાઠનું દરરોજ અધ્યયન કરવાથી, તેમાં દિન પ્રતિદિન નવી નવી ભાવના ઉત્પન્ન થયા કરે છે, અને એકાગ્ર ચિત્ત થઇને શ્રદ્ધા, ભક્તિ સહિત વિચાર કરવાથી પદ પદમાં પરમ રહસ્ય ભરેલું છે તે પ્રત્યક્ષ દેખાય છે. ભગવાનના ગુણોનું વર્ણન અને મર્મના વચનો આ ગ્રંથમાં છે, તેવા બીજા શાસ્ત્રોમાં મળી શકવાં અશક્ય છે. જ્યારે મા, બાપનાં વચનો સહ પ્રેમ સાંભળીએ છીએ તો, શ્રીભગવાન કૃષ્ણચંદ્રે અર્જુનને ઉપદેશીને દરેક પ્રાણીયોના હીતાર્થે આ ગીતારૂપી

બોધ શ્રીમુખે કરેલ છે તો તેનો અવશ્ય શ્રદ્ધા ને ભક્તિથી પાઠ કરવોજ જોઇએ.

જે પુરુષો પોતાનું કલ્યાણ ચહાતા હોય તેમણે અજ્ઞાન રુપી નિદ્રામાંથી જાગીને શ્રદ્ધામય ભક્તિથી ગીતાનું શ્રવણ મનન અને પાઠ કર્યા બાદ પોતાના ધંધામા રોકાવું. આવી રીતનું વ્રત ન થવાથી જલદી પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે.

ઘણા માણસોની માન્યતા છે કે ગીતાજીતો ફક્ત સંન્યાસીઓને માટે છે, તેવાઓ પોતાનાં બાળકોને બોકના લીધે ગીતાનો પાઠ કરવા દેતા નથી કારણ ગીતાજીના અભ્યાસથી છોકરાઓ સંન્યાસી થઈ જાય છે. પણ તેઓ ફક્ત એટલો જ વિચાર કરે કે, અર્જુન પોતાનો ક્ષત્રિય ધર્મ ભૂલીને ભીક્ષા માગી નિર્વાહ કરવાને તૈયાર થયા હતો, તેણેજ આ ઉપદેશથી ગૃહસ્થાશ્રમમાં રહીને પોતાના કર્તવ્યનું પાલન કર્યું, તો પછી ગીતાનું શ્રવણ મનન થતાં ઉલટું પરિણામ આવશે તેવી શંકા જ કેમ થઈ શકે ?

ગીતાની સાથે ઘણા નિતીના ગ્રંથોમાંથી સારરૂપે બોધવચનો લખવામાં આવ્યા છે જે શિક્ષાપત્રીના નામથી મુકેલાં છે, વળી પુરાણોનો પ્રચાર દિન પ્રતિદિન ઓછો થતો હોવાથી, અને ભાવીકોને પોતાના પૂર્વજોની કીર્તિ, તર્કશક્તિ. જ્ઞાનશક્તિ, ક્ષાત્રતેજ ધર્મિષ્ઠપણું, કુલાચાર ને વીરતામય અમર કીર્તિ વિષે શુભ અભિમાન ઉત્પન્ન થાય, તે જાણવાના હેતુસર સંક્ષિપ્ત રામાયણ, સંક્ષિપ્ત શ્રીમદ્ ભાગવત, અને સંક્ષિપ્ત મહાભારત વીગેરે સાર રૂપે લખવામાં આવ્યા છે.

આ ગ્રંથ લખવાને મારા પરમ સ્નેહી કાનજી કાલીદાસ જોશી કે જેઓ સચિત્ર સ્તવન સપ્તશ્લોકી શ્રી સરળ ભગવદ્ગીતાના કર્તાએ સંપુર્ણ મદદ કરેલી છે, તેથી તેમનો અતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ ગ્રંથ માણસા ક્ષત્રિય વિદ્યાર્થી ભુવનના લાભાર્થે છપાવવામાં આવ્યો છે તેથી તે ઉપરના સર્વ હક્ક તે સંસ્થાના સ્વાધીન કરવામાં આવ્યા છે, આ ગ્રંથ નિશાળના વિદ્યાર્થીઓને ઇનામમાં આપવામાં તેમજ ઘણાક પ્રસંગોમાં બ્રહ્મભોજન કરાવીને દક્ષણામા આપવામાં આવે, અને જો નાણા ભેટ કરતાં "જ્ઞાનભેટ" ની આપલે થાય તે ઇચ્છવા યોગ્ય છે. વળી તેવા ઉત્તમ ફંડનો પ્રચાર કરવાને બુદ્ધિમાન મહાશયો ને ભાવિક ભક્તો, વાણીને કર્મથી દેશમાં સવત્ર સહાય કરે, એવી મારી પરમ કૃપાલુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

મુંબાઈ.
વસંત પચમી.
સંવત ૧૯૮૨

મહેશ્વરસિંહજી જવાનસિંહજી રાઓલ.

માણસા ભાયાત.



# श्री गणेश स्तवन.



नमस्ते गणेशाय सर्वविघ्नविनाशिने ।
कार्यारम्भेषु सर्वेषु पुजितो यः सुरैरपि ॥

सुमुखश्चैकदंतश्च कपिलो गजकर्णकः ।
लम्बोदरश्च विकटो विघ्ननाशो गणाधिपः ॥

धूम्रकेतुर्गणाध्यक्षो भालचन्द्रो गजाननः ।
द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादपि ॥

विद्यारम्भे विवाहे च प्रवेशे निर्गमे तथा ।
संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥

जपेद्गणपतिस्तोत्रं षड्भिर्मासैः फलं लभेत् ।
संवत्सरेण सिद्धिं च लभते नात्र संशयः ॥



# श्री महादेव स्तवन.



वंदे देवमुमापतिं सुरगुरुं वंदे जगत्कारणम् ।
वंदे पन्नगभूषणं मृगधरं वंदे पशूनां पतिम् ॥

वंदे सूर्यशशांकवन्हिनयनं वंदे मुकुंदप्रियम् ।
वंदे भक्तजनाश्रयं च वरदं वंदे शिवं शंकरम् ॥

शांतं पद्मासनस्थं शशिधरमुकुटं पंचवक्त्रं त्रिनेत्रं ।
शूलं वज्रं च खड्गं परशुमभयदं दक्षिणांगे वहंतं ॥

नागं पाशं च घंटां डमरुकसहितं सांकुशं वामभागे ।
नानालंकारयुक्तं स्फटिकमणिनिभं पार्वतीशं नमामि ॥

* * * *

नमस्ते नमस्ते विभो विश्वमूर्ते ।
नमस्ते नमस्ते चिदानन्दमूर्ते ॥
नमस्ते नमस्ते तपोयोगगम्य ।
नमस्ते नमस्ते श्रुतिज्ञानगम्य ॥



# શ્રી દેવીની સ્તુતિ.

---

## ભુજંગી છંદ.

નમો આદ્ય અનાદ્ય તુહી ભવાની, તુહી જોગમાયા તુહી બાક્ય બાની;
તુહી ધર્ન આકાશમેં ભૂપ સારે, તુહી મોહમાયા વિષે સુલ ધારે;
તુહી ચાર વેદં ખટે ભાખ્ય ચીની, તુહી ગ્યાન વિગ્યાનમેં સર્વ ભીની;
તુહી વેદ વિદ્યા ચહુ દેશ પ્રકાશી, કલામંડ ચોવીસકી રૂપ રાસી;
તુહી રાગની રાગ વેદ પ્રમાની, તુહી જંત્રમેં મત્રમેં સર્વ જાની;
તુહી ચંદમેં સુરમે એક ભાખે, તુહી તેજમેં પૂજમેં હો પ્રકાશે;
તુહી શોખની પોખની તીન લોકં, તુહી સર્વની જાગની દૂર દેખં;
તુહી ધર્મની કર્મની જોગ માયા, તુહી ખેચરી ભૂચરી વજ્ર કાયા;
તુહી રિદ્ધિકી સિદ્ધિકી એક દાતા, તુહી જોગની ભોગની હો વિધાતા;
તુહી ચાર બાની તુહી ચાર ખાની, તુહી આતમા પંચ ભૂત પ્રમાનિ;
તુહી સાત દ્વીપં નવે ખંડ મંડે, તુહી ધાટ ઓ ધાટબ્રહ્મંડ ડંડે;
તુહી ધરન આકાશ તુહી વેદ બાની, તુહી નિતના ગોવના હો ભવાની;
તુહી એક અનેક માબા ઉપાવે, તુહી બ્રહ્મ ભૂતેષ વિષ્નુ કહાવે;
તુહી માત હે એક જ્યોતિષ રૂપં, તુહી કાલ મહાકાલ માયવ રૂપં;
તુહી આદમે લોક તીનું ઉપાયે, તુહી છીનમેં ખાન બાની ખપાયે;
તુહી હેરનં કારનં કારબાની, તુહી થાવરં જંગમં પોખ પાની;
તુહી તુ તુહી તુ તુહી એક ચંડી, હરિ શંકરી બ્રહ્મ ભાખે અખંડી;
તુહી કચ્છ રૂપે ઉદધી વિલોહે, તુહી મોહની દેવ દૈત્યં વીમો હે;
તુહી વિશ્રાદીમેં સુરાપાન ટાર્યો, તુહી કાલબા એર રૂપી દૈત્ય માર્યો;
તુહી બારગા ઇંદ્રકા ગાન મોંગા તુહી ગાય કે ભૃગુકા ગર્વ તોર્યો;

તુહી પ્રેમકલા વિખે પ્રેમ ભીની: તુહી દૈવ દૈત્યં સદાય સદીની:
તુહી લે ધરા થંભ દાઢાં ઊઠાઇ, તુહી દેહ વારાહ ધાર્યો ન માઈ;
અ જોની ન જેની ઉદાસી ન સાસી, ન બેઠી ન ઊઠી ન પેલી પ્રકાશી:
ન જાગે ન સૂવે ન હાલે ન ડોલે, ગુપ્તિ ન છતી કરંતી કો લોલે:
ભૂજાલં બીસાલં ત્રીકાલં ભવાની, ઉજ્જાલં કરાલં કરાલં દીવાની:
ઉદ્દાનં અનુપાન છોહા ન છેહી, ન માતા ન તાતા ન ભ્રાતા સ્નેહી:
વીદેહા ન દેહા ન રૂપા ન રેખી: ન માયા ન કાયા ન છાયા બી શેખી:
ઉદાસા ન સાસા નીવાસા ન મંડી ન રૂપા ન રૂપા સરૂપા સચંડી;
કરેખા ન સંખ્યા અસંખ્યા કહાની, ૐકારં શબ્દં નીરાકાર બાની:
ન વોઢા ન પ્રોઢા ન મુગ્ધા ન બાલી કોરોધા ન શોધા બીરોધા કૃપાલી:
અભંગ ન અંગા ત્રીભંગા ન જનની, અનંગા ન અંગા સુરંગા પીછાની;
શીખં, શીર કુવારં અસોરૂપ તેરો, અજાની ન પાવે કટે ફંદ મેરો;
પઢે ચંદ છદં અભેદાન પાવં, ની સંબાસરં માત દુરગેશ ધાવં;
મુની સાધ્યકી ટેક ધારી ભવાની, ગજંબુક તેં તાર્યો ગજરાજ બાની;
ભજે ખેચરી ભૂચરી ભૂત પ્રેતં, ભજે સાકીની ડાકીની છોડ ખેત;
પઢે જીત દૈની સદા દૈત્ય નાસં. ભજે કંકની શંકની કાળ પાસં:
ભજે ત્રુટકા જંત્ર મંત્ર બીરોલે, ભજે નારસંગી બલી બીર ટોલે:
નીસં બાસરં શક્તિકો ધ્યાન ધારે, કરે સો નિત્તં તાસ દુઃખં નીવારે;
કરી વીનતી પ્રીતસો ભાટ ચંદ, પઢે તે સુને તે મટે કાલ ફંદ;
તુહી આધ્ય અનાધ્યકી એક માયા, સબે પીંડ બ્રહ્માંડ તુહી ઉપાયા;
તુહી બીર બાવન બંધેસો ભારી, તુહી સબ વાહની દેવી હમારી;
તુહી પંચ તત્ત્વં ધર્યો દેહ ધારી; તુહી ગેહ ગેહં ભર્યો સીલ વારી;
તુહી લક્ષ્મી રૂપકો રામ રત્તિ, તુહી ઈશ અર્ધંગના પાર્વતી;
તુહી પાનમેં કુંભ મદ્યપાન કરતી, તુહી દુષ્ટ ઘાતિનકો પ્રાણ હરતી;

તુંહી જીવ તુંહી શીવ તુંહી હિત ભરની, તુંહી અંત્યકી સત્યકી ધીર ધરની;
કહાંલો લખાનું લઘુ બુદ્ધ મોરી, પતંગી કરે સૂર સામે ઉજેરી;
નમો જયુ જ્વાલામુખી પદપાવે, અભે સિદ્ધ બરદાનકો ચંદ પાવે;
ૐકાર નમો કલ્યાણી કમલા, કલારૂપની કામકા હો વિમલા:
કુંવારી કરૂના કમંખ્યા કરાલી, જીયો વિજયો ભદ્રકાલી કંકાલી;
સીવા સંકરી વિશ્વ મોહનીયં, વરાહી ચામુંડા દુર્ગા યોગનિયં;
મહાલક્ષ્મી મંગલારૂપ અંબા, મહા તેજ અપાર જાલંદ્ર બંબી;
તુંહી ગંગ ગોદાવરી ગોમતીયં, તુંહી નર્મદા યુમના સરસ્વતીયં;
તુંહી કોટ સુરજ તેજં પ્રકાશી, તુંહી કોટ ચીદાનંદ જોત ભાષી;
તુંહી કોટ વિશ્વ આકાશ ધારી, તુંહી કોટ સુમેરૂ છાયા અપારી;
તુંહી કોટ દાવાનલં જ્વાલ માલા, તુંહી કોટ ભયભિત રૂપં કરાલા;
તુંહી કોટ શૃંગાર લાવન્યકારી, તુંહી રાધીકા રૂપ રીઝો મોરારી;
તુંહી વિશ્વ કરતા તુંહી વિશ્વ હરતા, તુંહી સ્થાવરં જંગમં પ્રવરતા;
દુર્ગાહી ધરા જાન વંદં ગયાયં, જપે જાપ જાલંધરી તો સહાયં;
નમસ્તે નમસ્તે સો જાલંધરાણી, સુરં આસુરં નાગ પુજંત પ્રાણી,
સાહંકાર દેવી સ્વયંકાર ભાષે, પયંકાર નીકાર ટંકાર ભાષે;
તુંહી પાતીકા નાહ મે તાહ સંગી, તુંહી જોગમાયા જને કા સુરંગી;
તુંહી તુજ અનંત તોરી કિરીતં કહા લગ ચંદ લખે તો ચરીતં;
ગતિ હે તુ હારી શક્તિ હે તુ હારી, મતી હે તુ હારી રતિ હે તુ હારી;
હૃદયમેં બીરાજો કરી આપ ખાની, નમસ્તે નમસ્તે નમસ્તે ભવાની.

—•—

# श्री विष्णु स्तवन.

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यम् ।
वंदे विष्णुं भवभयहरं सर्वलोकनाथम् ॥

नमोऽस्त्वनन्ताय सहस्रमूर्तये ।
सहस्रपादाक्षिशिरोरु बाहवे ॥
सहस्रनाम्ने पुरुषाय शाश्वते ।
सहस्रकोटीयुगधारिणे नमः ॥

ध्यान.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥
यंब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवै ।
र्वेदैःसांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥
ध्यानावस्थितद्गतेन मनसा पश्यंति यं योगिनो ।
यस्यांत न विदुःसुरासुरगणा देवाय तस्मै नमः ॥
प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥

श्री

# ક્ષત્રિય ધર્મ ગીતા મહાત્મ્ય.

भगवान्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥ १ ॥

હે ભગવાન્! હે પરમેશ્વર! હે પ્રભુ! પ્રારબ્ધને ભોગવવાવાળા પુરુષોમાં અવ્યભિચારિણી ભક્તિ કેવી રીતે ઉત્પન્ન થાય છે? ૧

શ્રીવિષ્ણુ ભગવાન બોલ્યા–પ્રારબ્ધને ભોગવનારા જે પુરુષો સદા ગીતાભ્યાસમાં મચ્યા રહે છે તે મુક્ત અને સુખી છે, આ લોકમાં તે કર્મોથી લેપાતા નથી. ૨

જેમ કમળપત્રને પાણી સ્પર્શ કરી શકતું નથી, તેમ ઘોર પાપ કરનારા પુરુષો ગીતાનું અધ્યયન કરે તો તે પાપ પણ સ્પર્શ કરી શકતાં નથી. ૩

જ્યાં ગીતાનું પુસ્તક હોય, અગર જ્યાં ગીતાનો પાઠ થાય છે ત્યાં પ્રયાગાદિ તમામ તીર્થ વિદ્યમાન છે. ૪

જ્યાં ગીતા પ્રવર્તમાન છે ત્યાં દેવ, ઋષિ, યોગી, નાગ, ગોપાલ, ગોપી, તથા નારદ, ઉદ્ધવાદિ પાર્ષદોથી જલદી સહાય મળે છે. ૫

હે પૃથ્વી! જ્યાં ગીતાનો વિચાર, પાઠ પાઠાદિ શ્રવણ થાય છે ત્યાં અવશ્ય હું નિવાસ કરીને રહું છું. ૬

હું ગીતાનો આશ્રય કરીને રહું છું, ગીતા મારું ઉત્તમ ઘર છે, ગીતાજ્ઞાનનો આશ્રય કરીને હું ત્રણ લોકને પાળું છું. ૭

નિસંશય ગીતા બ્રહ્મરૂપ અર્ધમાત્રાત્મક અક્ષર, નિત્ય અને અવર્ણનીય પદવાળી મારી ઉત્કૃષ્ટ વિદ્યા છે. ૮

આ વેદત્રયી રૂપ, પરમાનંદદાયક, તત્વજ્ઞાન સંયુક્ત વિદ્યા, સચ્ચિદાનંદ સ્વરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના શ્રીમુખે અર્જુનને કહી છે. ૯

જે મનુષ્ય નિશ્ચલ મનથી નિત્ય ગીતાના અઢાર અધ્યાયનો પાઠ કરતા રહે; તે જ્ઞાન સિદ્ધિને પ્રાપ્ત કરીને પરમ પદને પામે છે. ૧૦

સંપુર્ણ પાઠ કરવામાં અસમર્થ હોય તો તેઓએ અડધો પાઠ કરે તો એક ગૌદાન જેટલું પુન્ય પામે છે તેમાં સંશય નથી. ૧૧

ત્રીજા ભાગનો પાઠ કરનારાને ગંગાજીમાં સ્નાન કરવા જેટલું પુન્ય થાય છે, અને છઠ્ઠા ભાગનો પાઠ કરનારને સોમયજ્ઞ જેટલું પુન્ય થાય છે. ૧૨

જે પુરૂષ ભક્તિ સહિત નિત્ય એક અધ્યાયનો પણ પાઠ કરે છે તે રુદ્રલોકને પ્રાપ્ત થાય છે, અને ગણ થઇને ઘણો વખત સુધી ત્યાં વાસ કરે છે. ૧૩

હે વસુંધરા ! જે મનુષ્ય ગીતાનો એક અધ્યાય કે શ્લોક વા પદનો નિત્ય પાઠ કરે છે તે મન્વન્તર સુધી માનવદેહ પામે છે. ૧૪

જે મનુષ્ય ગીતાના દશ, સાત, પાંચ, ચાર, બે, ત્રણ, એક કે અડધો શ્લોક કે પાઠ નિત્ય કરે છે. તે અવશ્ય દશ હજાર વર્ષ પર્યંત ચન્દ્રલોકમાં વાસ કરે છે, ગીતાનો નિત્ય પાઠ કરનારા મનુષ્યો મરીને પણ મનુષ્ય દેહને પામે છે. ૧૫–૧૬

તથા ફરીને પણ આ ગીતાનો અભ્યાસ કરીને ઉત્તમ મુક્તિને પામે છે, " ગીતા " આ શબ્દનો ઉચ્ચાર કરતાં મરનારો સદ્ગતિને પામે છે. ૧૭

ગીતાર્થનું શ્રવણ કરનારા પુરુષો મહાપાપી હોય તો પણ વૈકુંઠમાં વિષ્ણુની સાથે આનંદ કરે છે. ૧૮

અનેક કર્મો કરનારા મનુષ્યો નિત્ય ગીતાના અર્થનું ધ્યાન કરે છે, તેમને જીવનમુક્ત જાણવા જોઇએ, તે મર્યા બાદ પરમ પદને પામે છે. ૧૯

ગીતાનો આશ્રય લેઇને જનકાદિ રાજાઓ ઘણા લોકોમાં પ્રસિદ્ધ પામીને પરમ પદને પામ્યા છે. ૨૦

જે પુરુષ ગીતાનો પાઠ કરીને ગીતાના મહાત્મ્યનો પાઠ કરતો નથી, તેને પાઠ વૃથા અને મિથ્યા શ્રમ માત્ર થાય છે. ૨૧

જે મનુષ્ય આ મહાત્મ્ય સહિત ગીતાનો અભ્યાસ કરતા રહે છે, તે આ ફળને પામીને દુર્લભ ગતિને પામે છે. ૨૨

મારું કહેલું આ સનાતન ગીતા મહાત્મ્યને જે મનુષ્ય ગીતાનો પાઠ કરી રહ્યા બાદ વાંચે છે તે ઉપર મુજબના ફળને પામે છે. ૨૩

## શ્રી ક્ષત્રિય ધર્મ ગીતા મહાત્મ્ય સમાપ્ત.



ॐ अस्य श्रीमद्भगवद्गीता मालामंत्रस्य भगवानन्वेद व्यास ऋषिः॥ अनुष्टुप् छंदः॥ श्रीकृष्णः परमात्मा देवता॥ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इति बीजम्॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः॥ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इतिकालकम्.

## ॥ करन्यास ॥

नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावकः।
न चैनं क्लेदयंन्यापो न शोषयति मारुतः॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः॥
पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च॥

## ॥ हृदयादि अंगन्यास ॥

नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावकः।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः॥
पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च॥

श्री

# ક્ષત્રિય ધર્મ ગીતા.

## શ્રીમદ્ ભગવદ્ ગીતા.

### અધ્યાય પહેલો.

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ॥**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યા હે સંજય! કુરૂક્ષેત્રની પુણ્યભૂમીમાં એકઠા થયેલા યુદ્ધ કરવાની ઇચ્છાવાળા મારા અને પાંડુના પુત્રોએ શું કર્યું? ૧

(આ યુદ્ધ ધર્મનું હતું અને તેથી કુરૂક્ષેત્રને ધર્મનું ક્ષેત્ર કહેવામાં આવ્યું છે. જુઓ મહાભારતના ભીષ્મપર્વના ૨૫ થી ૪૨ અધ્યાય સુધીનું વર્ણન)

સંજયે કહ્યું, તે વખતે પાંડવોનું સૈન્ય વ્યુહરચીને (ઉભુ) રહેલું છે એમ જોઇને દુર્યોધન રાજા (દ્રોણ) આચાર્ય પાસે જઇ બોલ્યા કે કૌરવોનું વ્યુહ પ્રથમ ભીષ્મે રચેલું છે. ૨

(તે પછી પાંડવોનું સૈન્ય કૌરવોના સૈન્ય કરતાં ઓછું હોવાથી તેમણે યુદ્ધ શાસ્ત્ર પ્રમાણે પોતાનું સૈન્ય વજ્ર નામનું વ્યુહ રચીને ઉભુ રાખ્યું હતું એવું મહાભારતમાં ભીષ્મપર્વમા ૧૯-૪-૬-૧૯૧ અધ્યાયમાં વર્ણવેલું છે યુદ્ધમાં આગળ દરરોજ આ વ્યુહરચના બદલાતી જતી હતી.)

આચાર્યજી! આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદપુત્ર (ધૃષ્ટદ્યુમ્ને) જે સૈન્યની વ્યુહરચના કરેલી છે એવી પાંડુપુત્રોની આ સેના જુઓ. ૩

તેમાં શુરા અને પરાક્રમી એવા દ્રુપદરાજાની ચેકીતાન ધૃષ્ટકેતુ કાશી રાજા તેઓ મહાન ધનુર્ધર અને યુદ્ધકળામાં નિપુણ હતા. ૪

ધૃષ્ટકેતુ, ચેકીતાન, વિર્યવાન, કાશીરાજ, પુરૂજીત, કુંતિભોજ, અને નરશ્રેષ્ઠ શૈબ્ય. ૫

તેવાજ પરાક્રમી યુધામન્યુ અને વિર્યશાલી ઉત્તમૌજા અને સુભદ્રાનો પુત્ર અભિમન્યુ અને દ્રૌપદીના પાંચ પુત્રો એ સર્વે મહારથીઓ છે. ૬

( દશહજાર ધનુર્ધારી યોદ્ધાઓની સાથે એકલો યુદ્ધ કરી શકે તેને મહારથી કહે છે. )

હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! હવે આપણી બાજુના મુખ્ય મુખ્ય મારા સૈન્યના જે નાયકો છે તેનાં નામો દીગ્દર્શન માટે આપને કહું છું તે સાંભળો. ૭

આપ અને ભીષ્મ અને કર્ણ અને યુદ્ધમાં જય મેળવનારા કૃપાચાર્ય, અશ્વત્થામા, અને વિકર્ણ ( દુર્યોધનના સો ભાઇયોમાંનો એક ) અને સોમદત્તનો પુત્ર (ભૂરિશ્રવા), જયદ્રથ. ૮

આ સિવાય બીજા પુષ્કળ શુરાઓ, મારે માટે પ્રાણ આપવાને તૈયાર થયેલા, સર્વે નાના પ્રકારનાં શસ્ત્રો વડે લઢનારા અને યુદ્ધકળામાં પ્રવિણ છે. ૯

આવા પ્રકારનું આપણું સૈન્ય અપર્યાપ્ત એટલે અપરિચિત અથવા અખુટ છે ત્યારે સામી બાજુ ભીમ જેનું રક્ષણ કરે છે તે સૈન્ય પર્યાપ્ત એટલે પરિચિત અથવા ગણતરીનું છે. ૧૦

(દુર્યોધનને ગર્વ થયો કે મારૂં સૈન્ય મોટું છે તેથી મનેજ જય મળશે.)

ગોઠવણ કર્યા પ્રમાણે સૈન્યના જુદા જુદા બધા રસ્તાઓના મોરચે રહીને આપે બધાએ મળીને ભીષ્મનુંજ ચારે બાજુથી રક્ષણ કરવું. ૧૧

(ભીષ્મ સેનાપતિ હતા અને મહાન પરાક્રમી હતા તેમ તેઓ ઉપર કોઇ જીત મેળવી શકે તેમ નહોતું છતાં તેમનું રક્ષણ કરવાનું કહેવાનો દુર્યોધનનો ભાવાર્થ કે દરેક વખતે મહારથી ઉપરજ ઘા કરવામા આવે છે ને તેમના જેવી વ્યુહ રચના કરનાર બીજા મહારથીની ન્યુનતા હતી.)

પ્રતાપી દુર્યોધનને આનંદ કરવા માટે કુરૂવૃદ્ધ સેનાપતિ ભીષ્મે સિંહના જેવી મોટી ગર્જના કરી લડાઈની તૈયારી માટે પોતનો શંખ ફુક્યો. ૧૨

તેજ પળે અનેક શંખ, ભેરી, નૌબત, સરણાઈ, તુરાઈ (રણવાદ્યો) વાગવાં એકદમ શરૂ થયાં અને તે અવાજ એવો તો ભયંકર થયો કે દરેક યોદ્ધાને શુરવીરતા વ્યાપિ. ૧૩

ત્યારે સામેથી સફેદ ઘોડા જોડેલ રથમાં બેઠેલા માધવ (શ્રીકૃષ્ણચંદ્ર) અને અર્જુને પણ (અમારૂં લશ્કર તૈયાર છે એવા પ્રત્યુત્તર રૂપે) પોતાના દીવ્ય શંખોના નાદ કર્યા. ૧૪

શ્રીકૃષ્ણચંદ્રે પાંચજન્ય નામનો શંખ, અર્જુને દેવદત્ત નામનો શંખ, ભીમસેને પૌન્ડ્ર નામનો મહા શંખ વગાડ્યો. ૧૫

યુધિષ્ઠિર રાજાએ અનંત વિજય નામનો, નકુલ અને સહદેવે અનુક્રમે સુઘોષ ને મણિપુષ્પક નામના શંખોના નાદ કર્યા. ૧૬

તેજ રીતે મહા ધનુર્ધર કાશિરાજ, મહારથી શિખંડી ધૃષ્ટદ્યુમ્ન વિરાટ અને અપરાજીત સાત્યકી. ૧૭

દ્રુપદ અને દ્રૌપદીના પાંચે પુત્રો અને મહાબાહુ સોભદ્ર, એ બધાએ પોતપોતાના જુદા જુદા શંખોના નાદ કર્યા. ૧૮

આકાશ અને પૃથ્વી વચ્ચે ચારે તરફ શંખનાદનો પ્રતિધ્વનિ એવો થયો કે ધૃતરાષ્ટ્રના પુત્રોનાં હૃદય ચીરી નાંખ્યાં. ૧૯

તે સમયે કૌરવોને વ્યવસ્થાસર ઉભેલા જોઇને એક બીજા ઉપર શસ્ત્રોનો પ્રહાર કરવાનો વખત આવ્યો ત્યારે પોતાનું ધનુષ્ય ઉપાડી (જેના રથ ઉપરની ધ્વજા ઉપર હનુમાનજી બીરાજેલા છે) એવા. ૨૦

અર્જુને કહ્યું કે હે કૃષ્ણચંદ્ર મારો રથ બન્ને સૈન્યોની વચ્ચોવચ લઇ જઇને ઉભો રાખો. ૨૧

એટલે હું યુદ્ધ કરવાની ઇચ્છાવાળા હથીયાર સજીને ઉભેલા આ બધાને જોઇ લઉં. ૨૨

દુર્બુદ્ધિ એવા ધૃતરાષ્ટ્રના પુત્રોની વારે ચઢી મદદ કરવાની ઇચ્છાવાળા, જેઓ યુદ્ધ કરવાની તૈયારી કરી કેવી રીતે સજ થએલા છે તે જોઇ લઉં. ૨૩

હે ધૃતરાષ્ટ્ર? આ પ્રમાણે આલસ્યને જીતવાવાળા અર્જુને કહ્યું એટલે ભગવાન કૃષ્ણચંદ્ર અર્જુનના તે ઉત્તમ રથને બન્ને સૈન્યોના મધ્યમાં લઇ જઇને મોખરે ઉભો કર્યો. ૨૪

ભીષ્મ દ્રોણની અને સવ રાજાઓ અને તેમની સાથે જમા થએલા કૌરવોના સમુદાયને જો. (એમ અર્જુનને કૃષ્ણચંદ્રે કહ્યું) ૨૫

તે વખતે ધારીને જોતાં અર્જુનના જોવામાં આવ્યું કે ત્યાં સામા એકઠા થએલા બધા મારા પોતાનાજ વડીલ, દાદા, આચાર્ય, મામા, ભાઇ, પુત્ર, ભત્રિજા અને મિત્રો. ૨૬

વળી સસરા અને સ્નેહીઓ પણ સૈન્યમ છે. અને આ પ્રમાણે જામેલા તે સર્વે પોતાના ભાઇઓ જ છે એમ વીચાર કરતાંજ અર્જુન. ૨૭

પરમ દયાયુક્ત થઇ ખેદ પામીને બોલ્યા કે હે કૃષ્ણ ! યુદ્ધ કરવાની ઇચ્છાથી ભેગા થઇ ગોઠવાએલા આ સ્વજનના સમુદાયને જોઇને. ૨૮

મારૂં શરીર કંપે છે, મારૂં મુખ સુકાય છે અને મારાં રૂવાટાં ઉભાં થઇ ગયાં છે. ૨૯

મારૂં ગાંડીવ ધનુષ મારા હાથમાંથી પડી જાય છે અને આખા શરીરે દાહ થાય છે, હું ઉભો રહી શકતો નથી; મારૂં મન ભમી ગયું હોય તેવું થઈ ગયું છે. ૩૦

હે કેશવ ! મને સર્વ લક્ષણો વિપરીત (અપશુકન) લાગે છે અને યુદ્ધમાં સ્વજનોને મારવામાં મને કાંઇ કલ્યાણ દેખાતું નથી. ૩૧

હે કૃષ્ણ ! મને જીત મેળવવાની આશા નથી, મારે રાજ્ય જોઇતું નથી. મારે સુખ જોઇતું નથી. હે ગોવિંદ ! રાજ્ય, વૈભવ અને જીવિત સુદ્ધાં હોય તોપણ અમારે તેનો શો ઉપયોગ ? ૩૨

જેને માટે રાજ્યની ઉપભોગની અને સુખની ઇચ્છા રાખવાની છે તેજ પોતપોતાના પ્રાણ યુદ્ધમાં તજવાને તૈયાર થઇ ઉભેલા છે. ૩૩

હે મધુસુદન ! આચાર્યો, વડિલો, પુત્રો તેમજ પિતામહો, મામા, સસરા, પૌત્ર, સાળા અને બીજા સંબધીઓ. ૩૪

તે સૌ અમને મારવા ઉભા થયા છે છતાં હે મધુસુદન ! હું તેમને મારવા ઇચ્છતો નથી. (ત્રૈલોકયનું રાજ્ય તેમને મારવાથી મળતું હોય તોપણ તેમને મારવાની મારી ઇચ્છા નથી). ૩૫

હે જનાર્દન ! આ કૌરવોને મારીને અમારૂં શું ભલું થવાનું હતું ? તેઓ જુલમી છે, તોપણ તેમને મારવાથી મને પાપ જ લાગશે. ૩૬

એટલે ધૃતરાષ્ટ્રના પુત્રો, મારા બાંધવો, તેમને મારવાને ઘટીત નથી. કારણ હે મધુસુદન ! સ્વજનને મારીને અમે શી રીતે સુખી થવાના. ૩૭

લોભથી જેમની બુદ્ધિ નષ્ટ થએલી છે, તેમને કુલક્ષયનું પાપ કે મિત્રદ્રોહનું પાતક દેખાતું નથી. ૩૮

તોપણ હે જનાર્દન! કુલક્ષયનો દોષ અમને સ્પષ્ટ દેખાય છે. તેથી આ પાપથી પાછા હઠવાનું અમારા મનમાં આવ્યા વિના કેમ રહે? ૩૯

("લોભથી બુદ્ધિનો નાશ થતાં દુષ્ટને પોતાની દુષ્ટતા સમજાય નહિ તો "ભલે. પણ શાણા પુરુષોએ દુષ્ટને નાદે ચડીને દુષ્ટ થવું ન જોઇએ અને "સ્વસ્થ થઇને બેસી રહેવું જોઇએ. ગીતાના આગળના અધ્યાયોમાં જે વિવેચન "છે તે અર્જુનને આ રીતે થયેલી શંકાની નિવૃત્તિ કરવા માટે જ છે તે "લક્ષમાં રાખ્યુ એટલે ગીતાનું તાત્પર્ય શું છે તે બાબત શંકા રહેલી નથી. "હવે કુલક્ષય થવાથી પછી, બીજા શું શું અનર્થો થાય છે તે અર્જુન સ્પષ્ટ "કરીને કહે છે.")

કુળનો ક્ષય થવાથી સનાતન કુલધર્મ નાશ પામે છે. કુલધર્મ નષ્ટ થતાં આખુ કુળ અધર્મથી પરાજિત થાય છે. ૪૦

અધર્મની જમાવટ થઈ એટલે હે કૃષ્ણ! કુલસ્ત્રીઓ દુષિત થાય છે અને સ્ત્રીઓ દુષિત થઇ એટલે વર્ણસંકર પ્રજા જન્મ પામે છે. ૪૧

વર્ણસંકર પ્રજા થાય એટલે તે કુલઘાતક થાય છે અને તે આખા કુલને જરૂર નર્કમાં નાંખે છે અને પિંડદાન તર્પણ વીગેરે ક્રિયા લુપ્ત થવાથી તેમના પિતૃઓ પણ જરૂર નર્કવાસ ભોગવે છે. ૪૨

કુલઘાતકોના આ વર્ણસંકરકારક દોષોથી પુરાતન જાતિ ધર્મો અને કુલધર્મો નાશ પામે છે. ૪૩

જેમના કુલધર્મો વિછીન્ન થાય છે તેમને હે જનાર્દન! નર્કવાસ કરવો પડે છે એવું હું સાંભળતો આવ્યો છું. ૪૪

અહો! જુઓ તો ખરા? રાજ્યસુખના લોભને લીધે સ્વજનને મારવા માટે તૈયાર થવું એવું એક મોટું પાપ કરવાના વ્યવસાયમાં હું પડ્યો છું. ૪૫

આના કરતાં શસ્ત્રો મુકી દઉં અને મારા જીવનું કાંઇ પણ રક્ષણ કરવાનો પ્રયત્ન ન કરતાં, ભલે શસ્ત્રોથી સજ થએલા કૌરવોના હાથે મારૂં મૃત્યુ થાય, તો ઘણું સારૂં ગણાય. ૪૬

આવી રીતે રણભૂમી ઉપર ભાષણ કરીને શોકથી વિચાર કરતાં કરતાં હાથમાંથી ધનુષ્ય–બાણ ફેંકી દઇ રથમાં બેસી ગયા. ૪૭

(રથમાં સાચા શૌર્યવાન થઇ ઉભા રહીને યુદ્ધ કરવાનો રીવાજ હતો અને હાલ પણ દુશ્મનની સામે જ ઉભા રહી લડે તેજ શુરો ગણાય છે. પીઠ બતાવનારને નિર્માલ્ય ગણવામાં આવે છે.)

**અધ્યાય પહેલો સમાપ્ત.**



# અધ્યાય બીજો.

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ॥
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

આવી રીતે દયાથી દીન થએલ અને આંખો આંસુથી ભરેલી છે તેવા નિરાશ થએલા અર્જુનને જોઇને ભગવાન કૃષ્ણચંદ્રે કહ્યું. ૧

હે અર્જુન ! સાચા શુરાને લડાઇમાં મરતાં સ્વર્ગ મળે છે. તે જ સ્વર્ગના માર્ગમાં વિઘ્ન કરનારો અને અપકીર્તિ કરનારો વિચાર આ કટાકટીના વખતમાં તને ક્યાંથી આવ્યો ? ૨

હે અર્જુન ! બાયલા ન બનો. આ બાયલાપણું અત્યારે તમને શોભતું નથી. હે શત્રુઓના સંહાર કરનારા અર્જુન ! તમે તમારા મનનું નબળાપણું છોડી દે ને યુદ્ધ કરવાને ઉઠ. ૩

હે મધુસુદન ! પરમ પૂજ્ય એવા જે ભીષ્મ અને દ્રોણાચાર્ય એમની સાથે હે શત્રુઓના નાશ કરવાવાળા ? હું શસ્ત્રથી શી રીતે લડું ? તે તો પૂજનિય છે. ૪

હું સમજું છું કે એવા ગુરુજનોને ન મારતાં આ લોકમાં ભિક્ષા માગી પેટ ભરવું એ પણ શ્રેયસ્કર છે, કારણકે ગુરુ ગમે તો લાલચુ હોય તોપણ તેમને ન મારવા જોઇએ; કેમકે તેમના લોહીથી ખરડાએલાં સુખ ભોગગવાં પડવાનાં જ. ૫

(યુદ્ધના આરંભ વખતે ભીષ્મ, દ્રોણાચાર્ય, શૈલ્યના પાયવંદન કરી આશીર્વાદ લેવાને યુધિષ્ઠિર લડાઈના મેદાનમાં નમ્રપણાથી તેમની પાસે ગયા ત્યારે પોતાના કુલાચારનું અનુકરણ કરનાર યુધિષ્ઠિરને તેમણે આશીર્વાદ

આપ્યા હતા. તા પછી દુર્યોધનના પક્ષમાં તેઓ કેમ ગયા? તેનું કારણ એકજ કે મનુષ્ય પૈસાનો ગુલામ છે.)

અમે કૌરવો ઉપર જય મેળવીએ અગર તે હમારા ઉપર જય મેળવે એ બેમાં શું શ્રેયસ્કર છે, તેમ તેઓ અમારા ઉપર જીત મેળવશે અગર અમો તેમના ઉપર જીત મેળવીશું તે હું જાણતો નથી. જેમને મારીને અમો જીવતા રહેવાની ઇચ્છા નથી રાખતા તેવા કૌરવો હથીયારથી સજ થઇને અમારા સામે ઉભા છે. ૬

મારા મનમાં દયા આવી છે, કારણ કે મારૂં મન સ્થિર નથી તેથી હું તમને પુછું છું કે જે નિશ્ચયપુર્વક શ્રેયસ્કર હોય તે મને કહો. હું તમારો શિષ્ય છું, તમારે શરણે આવેલો છું. તો મને સાચો રસ્તો બતાવો. ૭

આખી પૃથ્વીનું રાજ્ય મળે, અગર દેવોનું સ્વર્ગ મળે, (ઇન્દ્રાસન મળે) તોપણ મને જે જે શોક પેદા થયો છે, તે મટવાનો નથી. ૮

શત્રુઓનો સંહાર કરવાવાળા અર્જુન આવી રીતે શ્રીકૃષ્ણચંદ્ર પ્રત્યે વાત કરતાં બોલ્યા કે હું યુદ્ધ નહિ કરૂં, આટલું બોલીને ચુપ થઈ ગયા. ૯

નાહિમત થએલા છે તેવા અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણચંદ્ર જરાક મલકતા મુખથી આ પ્રમાણે બોલ્યા. ૧૦

(એક બાજુ ક્ષત્રિય ધર્મ એવો કે દુશ્મનને મારવો. ત્યારે બીજી બાજુ ગુરૂહત્યા કેમ થાય? આવા વિચારની ગુચવણમાં મરવું કે મારવું તે બાબત ભગવાન કૃષ્ણચંદ્ર અર્જુનને ઉપદેશ કરે છે, તે અહીંથી શરૂ થાય છે.)

જેનો શોક કરવો ન જોઇએ તેનો તું શોક કરે છે અને ડાહી ડાહી પંડિત જેવી વાતો કરે છે, જ્ઞાની લોકો મુઆ જીવતાનો શોક કરતા નથી. ૧૧

શું હું પહેલાં કદી ન હતો ? અને તું ન હતો ! અને આ રાજાઓ ન હતા ? તેમ આપણે પાછા ભવિષ્યમાં થવાના નથી ? ( અહીં પુર્વ જન્મનો પ્રશ્ન શરૂ થાય છે ) ૧૨

દેહ ધારણ કરનારને જેમ આ દેહમાં બાલ્યા–યોવન અને ઘડપણ આવે છે, તેજ પ્રમાણે તેને આગળ બીજો દેહ પ્રાપ્ત થાય છે. આવી સમજણથી જ્ઞાની લોકો મરતી વખતે મોહ પામતા નથી: અથવા મરણથી ગભરાતા કે ડરતા નથી. ૧૩

હે કુંતીપુત્ર ! શીત, ઉષ્ણ કિંવા સુખદુઃખના આપનારા સૃષ્ટિના બાહ્ય પદાર્થો છે, તેમનો ઇંદ્રિય સાથેનો સંયોગ ઉદ્ભવ પામે છે અને નાશ પામે છે. તે માટે કશો શોક કરવાનો નથી ( એ બધાને સહન કરવાં જોઇએ. ) ૧૪

હે પુરુષ શ્રેષ્ઠ ? જે સુખ દુઃખ સમાન માને છે અને જે ધીર-જવાન છે, એવા પુરુષોને વિષય સંબંધ કાંઇ પીડા કરતા જ નથી ( જગત મીથ્યા છે તેવું ચોક્કસ જાણેલું છે ). ૧૫

આ દેહ અનિત્ય છે માટે આત્માનો શોક ન કરવો જોઇએ જુઠું છે તે સાચું થઇ શકતું નથી ને સાચું છે તે જુઠું થઇ શકતું નથી એવી રીતે સત્ય અસત્યનો ભેદ જાણવા જોઇએ. ૧૬

આ સર્વે જેણે વિસ્તાર્યું છે, અથવા વ્યાપ્ત કરેલું છે, તે અવિનાશી છે, એમ સમજો. આત્મા નાશરહિત છે, અને તેનો નાશ થતો નથી. ૧૭

નિત્ય, અવિનાશી અને અચિંત્ય એવો જે શરીરનો માલીક આત્મા તેને પ્રાપ્ત થનાર આ દેહો કિંવા શરીરો નાશવંત છે; એટલે અનિત્ય છે. એમ કહેલું છે; માટે હે અર્જુન ! તું યુદ્ધ કર ? ૧૮

( શરીરનો માલીક અથવા આત્મા ) એજ મારનાર છે. એમ જે માને છે, અથવા એને મરાય છે. એમ જે માને છે, તે બંનેને ખરૂં જ્ઞાન નથી. કારણ આ આત્મા મરતો પણ નથી, તેમ મરાતો પણ નથી. ૧૯

આ ( આત્મા ) કદી જન્મતો નથી, વા કદી મરતો પણ નથી, તે ( એકવાર ) થઇને પુનઃ ફરીને નહિ થનારો એવો નથી; તે અજ, નિત્ય, શાશ્વત, જુનો છે. તે શરીર કપાય તો પણ તે કપાતો નથી. ( સાચા શુરાને મરવાની બીક હોતી જ નથી ). ૨૦

હે પાર્થ! આ આત્મા અવિનાશી નિત્ય અજ અને અવ્યય છે એમ જે જાણે છે, તે પુરુપ હે પાર્થ! કોને કેવી રીતે મરાવે, અથવા કોઇને મારે પણ કેવી રીતે? ૨૧

જેમ માણસ જુનાં વસ્ત્રોને ત્યાગીને બીજા વસ્ત્રો પહેરી લે છે, તેવીજ રીતે જીવ પુરાણા દેહને ત્યાગીને નવા શરીરને ધારણ કરે છે. ( અહીં શરીર ત્યાગવાના શબ્દનો મરવાનો અર્થ છે તેની સમજણ આગળ આવશે ). ૨૨

આત્માને શસ્ત્રો કાપી શકતાં નથી, અને અગ્નિ બાળતો નથી, તેમજ પાણી તેને પલાળી શકતું નથી, અને વાયુ સુકવી શકતો નથી. ( આવો આત્મા છે પછી મરવાનો ડર રાખવો નહિ ). ૨૩

તે કપાય નહિ તેવો આત્મા હોવાથી નિત્ય સર્વવ્યાપી સ્થિર અચળ છે, અને સનાતન એટલે ત્રીકાળ રહેનારો છે. ૨૪

આ આત્મા જોઇ શકાય તેવા નથી. કારણ તેનું કોઇ સ્વરૂપ નથી, તેથી ધ્યાનમાં આવતો નથી, તેમ વિકાર રહિત છે, તેથી મરવાનો શોક કરવો વ્યર્થ છે. ૨૫

અથવા આ આત્મા હરવખત જન્મે છે અને હરવખત મરે છે, એમ તું માને તો પણ હે મહાબાહો ! તેનો શોક કરવો ઠીક નથી. ૨૬

કારણ જેનો જન્મ છે તેનું મરણ અવશ્ય છે. તેવીજ રીતે જેનું મરણ છે તેનો પાછો જન્મ પણ છે. તે જન્મવું ને મરવું ટાળ્યું ટળતું નથી તેથીજ તેનો શોક કરવો ન જોઇએ. ( આ તો બન્યા જ કરે છે માટે શોક કરવો તને યોગ્ય નથી. ) ૨૭

હે ભારત ! આ સર્વ પ્રાણી શરૂઆતમાં અદ્રશ્ય હોય છે, મધ્યમાં દેખાય છે અને અંતમાં અદ્રશ્ય થાય છે, એવી જો સર્વની સ્થિતિ છે, તો તેમાં પછી શોક કરવાનો રહેતો નથી. ૨૮

કોઇ તને આશ્ચર્યથી જુવે છે, કોઇ આશ્ચર્યથી વર્ણન કરે છે, કોઇ આશ્ચર્યથી સાંભળે છે, અને કોઇ તેના ગુણાનુવાદ સાંભળીને સમજી પણ શકતા નથી. ( કોઇ તેને ખરી રીતે જાણતું નથી. ) ૨૯

હે અર્જુન ! સર્વના શરીરમાં આત્મા જે કદી પણ મરતો નથી તેવો છે, તો બધા પ્રાણીયોના વાસ્તે શોક કરવો તને યોગ્ય નથી. ૩૦

અગર સ્વધર્મ ( ક્ષત્રિય ) ખ્યાલથી જોઇએ તો પણ તને શોક કરવો ઉચિત નથી કારણ કે ધર્મ યુદ્ધ કરતાં કોઇ અપેક્ષા ક્ષત્રિયને કલ્યાણકારક નથી. ( ધર્મની ખાતર યુદ્ધ કરવાનું હોય તેવે વખતે મારવું અગર મરવું તેજ સાચો ધર્મ છે ). ૩૧

ધર્મ યુદ્ધમાં મરનારા માટે સ્વર્ગનાં બારણાં ઉઘાડાં રહે છે; એટલે તેમને સ્વર્ગ મળે છે. આવું યુદ્ધ કરવાનો મોકો ભાગ્યવાન ક્ષત્રિઓને જ પ્રાપ્ત થાય છે (મળે છે). ( મરનાર જ્યારે સ્વર્ગે જાય છે, તો મારવાથી પાપ લાગશે, તેવો શોક કરવો નકામો છે ). ૩૨

કદાપી તારા ક્ષત્રિય ધર્મને છાજતું એવું આજે ધર્મયુદ્ધ જો તું નહિ કરે, તો તારો સ્વધર્મ અને તારી આબરૂ બન્ને ગુમાવીશ. (તારે ધર્મયુદ્ધ કરવાનું યોગ્ય છે, તે ન કરવાથી પાપનો ભોગી થઈશ.) ૩૩

અને બધા લોકો તારી હંમેશાં અપકીર્તિ ગાશે, અને આબરૂદારને અપકીર્તિ થાય તેના કરતાં મરવું ઘણુંજ બહેતર છે. ૩૪

આ બધા મહારથીઓ (યુદ્ધ કરવાના ઉમેદથી ઉભા છે) એવું સમજશે કે તું યુદ્ધમાંથી ડરીને નિર્માલ્ય થઈને નાઠો, તેમના દરેકના દીલમાં તારા માટે ઘણા જ હલકા વિચાર આવશે. ૩૫

તારા દુશ્મનો જે હથીઆર સજી સામે ઉભા છે, તે તારા માટે ઘણા જ હલકા શબ્દોથી તારૂં ભુંડું બોલશે; આવી અપકીર્તિ કરતાં બીજું કશું દુઃખ હોય જ નહિ. ૩૬

જો તું લડાઈમાં માર્યો ગયો તો સ્વર્ગ મળવાનું છે; અને જો લડાઈમાં જય મેળવ્યો તો પૃથ્વીનું રાજ્ય મળવાનું છે. માટે ભાઈ! અર્જુન! યુદ્ધ કરવાનો નિશ્ચય કર ને ઉઠ, ઉભો થા. (બાયલાપણું તને ન છાજે). ૩૭

સુખ, દુઃખ, લાભ, હાનિ, જીત, હાર, આ સૌને સરખા માનીને યુદ્ધ કરવાને તૈયાર થઈ જા. યુદ્ધમાં દુશ્મનને મારવાથી પાપ જ નથી. ૩૮

હે પાર્થ! અત્યાર સુધી તને સન્યાસનિષ્ટા પ્રમાણે ઉપદેશ કર્યો. હવે આગળ તને કર્મયોગનો ઉપદેશ કરૂં છું કે જેથી કર્મનાં બંધન છુટી જવાનાં તે સાંભળ. ૩૯

બુદ્ધિપૂર્વક કોઈ પણ કર્મ શરૂ કરવામાં આવે, અને તે વચમાં કોઇ કારણથી બંધ થઇ જાય, તો જેટલું થઇ ગયું હોય તેટલાનો નાશ થતો નથી. અને તેમાં કશું સંકટ આવતું નથી. આવા આચરણવાળા મનુષ્યનું મહાન ભયમાં પણ રક્ષણ થાય છે. ૪૦

આવાં કાર્યો કરનારાની બુદ્ધિ એક થવી જોઇએ. ( ધેય અગર નિશાન એકજ હોવું જોઇએ. ) કારણ જેમની બુદ્ધિનો આવી રીતે એક નિશ્ચય થતો નથી. તેવા પુરુષો કાંઇ કરી શકતા નથી. ( નિશાન ચુકી જાય છે ). ૪૧

હે પાર્થ ! કેવળ વેદના અર્થવાદમાંજ લાગેલા અજ્ઞાની લોકો વધારી વધારીને એવી વાતો કરે છે કે ? ૪૨

જે વેદોમાં નાના પ્રકારનાં કર્મ બતાવેલાં છે, એમાં કહ્યા પ્રમાણે જન્મ અને કર્મથી ફળની પ્રાપ્તી થાય છે. આવી વેદની વાણીના આધારે ભોગ, ઐશ્વર્ય અથવા શ્રેષ્ઠતા, અને સ્વર્ગ મેળવવાને લોકો તેવાં આચરણ કરે છે. ૪૩

આરામ અને પ્રભુતામાં દટાઇ ગયા છે, ( ફસેલા છે ) અથવા મારા વચનોમાં વિશ્વાસ ન કરતાં જેનું ચિત્ત ઠેકાણે નથી, એને આત્મતત્વોનો ખ્યાલ થતો નથી. ૪૪

હે અર્જુન વેદોમાં સત્વ, રજ અને તમોગુણોનું પ્રતિપાદન કરેલું એટલે વેદો એ ત્રણે બાબતોથી ભરેલા છે. નિર્લેપ થઈ હું અને મારૂં છોડી દે. સત્ત્વગુણ જે નિત્ય અને શુદ્ધ છે તેનાથી તારા મનને સ્થિર કર. આ કેમ મળશે, અને મારી શું દશા થશે, તેનો વિચાર છોડી દે અને આત્મસ્વરૂપ વિચારમાં તારા મનને પોરવ. ૪૫

ચોતરફ પુર્ણ ભરાયેલા જળાશયમાં જેટલો અર્થ સરે છે, તેટલો જ અર્થ નાના જળાશયમાં પણ સાધી શકાય છે. તેવી રીતે બ્રહ્મજ્ઞાની પુરુષો બધા વેદોમાંનું કહણુમાં કહણુ ફળ સહેલાઇથી મેળવે છે. ૪૬

હે અર્જુન! તને કર્મ કરવાનો જ અધીકાર છે. તે સિવાય તારા હાથમાં કશું નથી, તેથી ફળની આશા તારે કરવી નહિ અગર ફાયદો મેળવવાની ઉમેદ પણ ન કરવી. ૪૭

હે ધનંજય! આશક્તિ છોડી કર્મ ફળિભુત થાઓ કે નિષ્ફળ જાઓ, એ બંને સરખાં માની, યોગી થઇ કર્મ કર. કર્મ ધારા માફક ફળિભુત થાઓ અથવા નિષ્ફળતા મળે, તેની સરખામણીમાં મનોવૃત્તિ સ્થિર રાખવી, તેને યોગ કહે છે. ૪૮

કારણુ બુદ્ધિના યોગ કરતાં હે ધનંજય! ફળપ્રાપ્તી માટે કરવામાં કર્મની યોગ્યતા કમી છે, કારણુ ફળ તરફ નજર રાખી કાંમ કરનારા લોક કંજુસ, ગરીબ અથવા હલકી પાયરીના ગણાય છે. ૪૯

વિવેકી પુરુષો આ લોકમાં પાપ અને પુન્ય એ બંને ફળોને છોડી દે છે. બુદ્ધિશાળી થયો તે પુરુષ પાપ અને પુન્ય બંનેથી નિરલેપ રહે છે. ( જેમ જળને કમળનો વહેવાર છે તેમ. ) ૫૦

સમાન બુદ્ધિ રાખવાથી જ્ઞાની પુરુષો મુક્ત થાય છે, કર્મોનાં ફળોની આશા છોડી દે છે, અને જન્મ બંધનથી મુક્ત થઇને પરમેશ્વરના પરમ્ પદને પ્રાપ્ત થાય છે. ૫૧

જ્યારે તારી બુદ્ધિ આ મોહના તોફાનને તરી જશે, અને તારો મોહ સમી જશે, ત્યારે સાંભળેલું અને સાંભળવાનું, જાણેલું અને જાણવાનું, એ બંનેનો કંટાળો આવશે. ૫૨

નાના પ્રકારના વેદ વાક્યોથી મુંઝાઇ ગએલી તારી બુદ્ધિ જ્યારે સમાધિ વૃત્તિમાં સ્થિર અને નિશ્ચલ થશે ત્યારે આ સામ્ય બુદ્ધિરૂપ યોગ તને પ્રાપ્ત થશે. ૫૩

હે કેશવ ! સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞ કોને કહેવા ? તે સ્થિતપ્રજ્ઞનું બોલવું, ચાલવું, બેસવું કેવું હોય છે ? તે મને કહો. ૫૪

હે પાર્થ ! મનની સર્વ કામનાઓ જ્યારે મનુષ્ય છોડે છે અને પોતે પોતાનામાં જ જ્યારે સંતુષ્ટ રહે છે, ત્યારે તેને સ્થિતપ્રજ્ઞ કહે છે. ૫૫

દુઃખથી જેના મનમાં ખેદ થતો નથી, સુખમાં જેની આસક્તિ નથી, અને પ્રીતિ, ભય અને ક્રોધ સૌ જેના છુટી ગએલા છે, એને સ્થિતપ્રજ્ઞ મુની કહે છે. ૫૬

સર્વ વિષયોમાં જેનું મન નિઃસંગ થએલું છે, અને સારૂં નરસું પ્રાપ્ત થતાં જેને આનંદ અથવા વિષાદ પણ થતો નથી, એની બુદ્ધિ સ્થિર થઈ એમ કહેવાય છે. ૫૭

જેમ કાચબો આખા શરીરને પોતાની મરજી પ્રમાણે સંકોચી લે છે, તેવી જ રીતે જે મનુષ્ય પોતાની ઇન્દ્રિયોને તેના વિષય ભોગથી ખેંચીને વશ રાખે છે, તે મનુષ્ય સ્થિતપ્રજ્ઞ અથવા સ્થિર બુદ્ધિમાન સમજવો. ૫૮

નિરાહારી પુરુષો ભૂખ્યા રહે તો ઇન્દ્રિયોના વિષય ચાલ્યા જાય છે. ફક્ત વાસના રહી જાય છે પણ પરબ્રહ્મનો અનુભવ થયા પછી વિષય અને વિષયનો રસ બન્ને છુટે છે. ૫૯

કારણ કેવળ ઇન્દ્રિયના દમનને સારૂ યત્ન કરનારા વિદ્વાન પુરુષનું પણ મન હે કુન્તિપુત્ર ! એ મસ્તાની ઇન્દ્રિયો બળાત્કારે વિષયો તરફ ખેંચી જાય છે. ૬૦

માટે તે સર્વ ઇન્દ્રિયોનો સંયમ કરી પોતાનું મન મારામાં જોડીને સ્થિર બેસવું જોઇએ. જેને પોતાની ઇન્દ્રિયો ઉપર પુરો કાબુ છે; તે સ્થિર બુદ્ધિનો મનુષ્ય છે એમ સમજો. ૬૧

ઇન્દ્રિયોના વિષયનું ધ્યાન કરતાં કરતાં તેમનામાં પ્રીતી પેદા થાય છે, અને એ પ્રીતીથી કામ ઉત્પન્ન થાય છે. અને એ કામની તૃપ્તી થવામાં કાંઇ વિઘ્ન આવે તો તે કામમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ૬૨

ક્રોધથી પછી સંમોહ એટલે અવિવેક (બેવકુફી), અને અવિવેકથી વિસ્મૃતિ (ભૂલ), અને વિસ્મૃતિ (ભૂલ) થી બુદ્ધિ, એટલે જ્ઞાનનો નાશ થાય છે, અને આવી રીતે જ્ઞાન નાશ પામવાથી તે પુરુષ બધી રીતે પુરેપુરો નાશ પામે છે. ૬૩

પરંતુ પ્રીતિ અને દ્વેષને છોડીને જેણે પોતાની ઇન્દ્રિયોને પોતાના વશ કરી લીધી છે, તે પુરુષ વિષય સેવન કરે તોપણ તે આનંદ મેળવે છે. ૬૪

ચિત્તની પ્રસન્નતા થતાં તેનાં તમામ દુઃખો મરી જાય છે, કારણ જેનું ચિત્ત પ્રસન્ન છે, તેની બુદ્ધિ પણ તત્કાળ સ્થિર થાય છે. ૬૫

જેનું મન શાન્ત નથી, તેની આત્મજ્ઞાની બુદ્ધિ રહેતી નથી. જે આત્માનું ધ્યાન કરતા નથી, તેને શાન્તિ મળતી નથી. અને શાન્તિ વગરનાને સુખ મળતું નથી. ૬૬

જેનું મન ઇન્દ્રિયોની પછવાડે ફરે છે, અથવા ઇન્દ્રિયોની ઇચ્છાને અનુસરીને જેનું મન ચાલે છે, એનું એ મન સમુદ્રમાં તોફાન હોય અને નાવડુ ડુબી જાય, એવી જ રીતે બુદ્ધિને હરી લે છે. ૬૭

તેથી હે માહાબાહુ! ઇન્દ્રિયોના વિષયોથી ઇન્દ્રિયોને બધી રીતે વાળીને (ખેંચીને), જો તે સર્વ વશ કરે, તો તેની બુદ્ધિ સ્થિર કહેવાય છે. ૬૮

સર્વલોકની જે રાત તેમાં સંયમી (સ્થિતપ્રજ્ઞ) પુરુષ જાગતો રહે છે, ત્યાં અને સર્વ પ્રાણીઓ જેમાં જાગે છે, તે આત્મજ્ઞાની પુરુષને રાત જણાય છે. ૬૯

ભરેલા સમુદ્રમાં જેમ દેશદેશનું પાણી આવીને ભરાય છે, છતાં તે મર્યાદામય અચળ રહે છે. તેમ જે પુરુષમાં સર્વ કામનાઓનો પ્રવેશ થયા છતાં તેની શાન્તિનો ભંગ થતો નથી, તેજ પુરુષને ખરી શાંતિ મળે છે. વિષયની ઇચ્છાવાળાને શાન્તિ મળતી નથી. ૭૦

સર્વ કામ છોડીને જે માણસ નિઃસ્પૃહ થઇને વ્યવહારમાં વર્તે છે, અને જેને મમત્વ અને અહંકાર નથી, તેજ પુરુષને શાન્તિ મળે છે. ૭૧

હે અર્જુન! આવી સ્થિતિને બ્રહ્મસ્થિતિ કહે છે. એ મળી જવાથી કોઇ મોહમાં પડતું નથી. અને અંતકાળે પણ તે પ્રમાણે કાયમ રહેનાર પુરુષ બ્રહ્મમાં મળી જાય છે, અને ઉત્તમ સ્વર્ગલોક પ્રાપ્ત કરી લે છે. ૭૨

## અધ્યાય બીજો સમાપ્ત.



# અધ્યાય ત્રીજો.

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥

અર્જુને કહ્યું:—હે જનાર્દન ! કર્મયોગ કરતાં બુદ્ધિયોગ શ્રેષ્ઠ છે, તો પછી આપ મને (આ યુદ્ધના) ભયંકર કર્મયોગમાં શા માટે યોજો છો? ૧

આ દેખીતા દ્વિઅર્થી વાક્યથી મારી બુદ્ધિ મોહમાં નાંખવા જેવું આપ કરો છો, માટે કૃપા કરી એક વાત નિશ્ચય કરીને મને કહો કે જેથી મારૂં શ્રેય થાય. ૨

શ્રી ભગવાન કહે છે:—હે નિષ્પાપ અર્જુન ! બીજા અધ્યાયમાં બે પ્રકારના માર્ગ કહી ચુકયો છું. એટલે આત્મતત્વનો વિચાર કરવાવાળાને વાસ્તે જ્ઞાનયોગ, અને કર્મ કરવાવાળા માટે કર્મયોગ.

કર્મ ન કરવાથી પુરુષ નૈષ્કર્મને પ્રાપ્ત થાય છે, એમ નથી. અને કર્મ ત્યાગથી માણસને પૂર્ણતા પ્રાપ્ત થાય છે, તેમ પણ નથી. ૪

કોઇ પણ પ્રાણી કર્મ વિના એક ક્ષણભર રહી શકતું નથી. પ્રકૃતિથી પેદા થએલાં ( સુખ દુઃખાદિ ) ગુણને પરવશ થએલાં સર્વ જનો પાસે ફરજીઆત કર્મ કરાવે છે. ૫

જે મુઢ પુરુષ કર્મેન્દ્રિયોને રોકીને મનથી ઇન્દ્રિયોના વિષયોનું ચિંતન કરે છે, તેને દાંભીક ( ઢોંગી ) કહે છે. ૬

ઇન્દ્રિયોને મનથી નિયમમાં રાખી વિરક્ત બનીને, જે પુરુષ કર્મ યોગ આરંભ કરે છે, તેની યોગ્યતા વિશેષ છે. ૭

તારૂં ધર્મ પ્રમાણે નિયત થયેલું કર્મ તું કર કારણ કર્મ કર્યા વિના ખાવાનું પણ ન મળતાં તારા શરીરનો નિર્વાહ સુદ્ધાં ચાલશે નહિ; અર્થાત્ કર્મ ન કરવાથી તારૂં ક્ષત્રિયપણું રહેશે નહિ. ૮

યજ્ઞ માટે જે કર્મ થાય છે, તે સિવાયનાં ઇતર કર્મો આ લોકમાં બંધન રૂપ છે. માટે યજ્ઞ માટે કરવાનાં જે કર્મ તે પણ તું આસક્તિ અગર ફળની આશા છોડીને કરતો જા. ૯

પ્રથમ યજ્ઞની સાથે પ્રજાઓ ઉત્પન્ન કરીને બ્રહ્મદેવે કહ્યું, આ યજ્ઞ યોગથી તમે વૃદ્ધિ મેળવો. એ યજ્ઞ તમારી ઇચ્છિત કામનાઓ પૂર્ણ કરશે. (યજ્ઞનો અર્થ અહીં રોજના આચરણના નિયમ એવું સમજો) ૧૦

આ ધર્મ રૂપી યજ્ઞથી, અને દેવતાઓનું પૂજન કરવાથી, તે દેવતા તમારા ઉપર પ્રસન્ન થશે, એ રીતે એક બીજાની ભાવના કરતાં તમારૂં કલ્યાણ થશે. ૧૧

યજ્ઞવડે પૂજાયેલા દેવો તમોને ઇચ્છિત ભોગો અવશ્ય આપશે, તે દેવો વડે અપાએલા ભોગોને, તેમને જ ખાસ ન અર્પણ કરીને, જે પુરુષ ખાય છે, તે ચોર જ છે. ૧૨

યજ્ઞ કરતાં બાકી રહેલો ભાગ ખાનારા સત્પુરૂષો સર્વ પાપથી મુક્ત થાય છે, અને જે પાપી પુરુષો પોતાને માટે જ રાંધે છે તે પાપનું જ ભક્ષણ કરે છે. ૧૩

અન્નથી પ્રાણીની ઉત્પત્તિ છે, અન્નની ઉત્પત્તિ વરસાદથી છે, અને વરસાદ યજ્ઞથી થાય છે; તે યજ્ઞનો ઉદ્ભવ કર્મથી થાય છે. ૧૪

કર્મની ઉત્પત્તિ બ્રહ્મથી એટલે પ્રકૃતિથી છે એમ જાણ; અને એ બ્રહ્મ પરમેશ્વરથી ઉત્પન્ન થએલું છે. માટે સર્વમાં વ્યાપ્ત એવું જે બ્રહ્મ તેજ હંમેશાં યજ્ઞમાં અધિષ્ઠાન પામેલું છે. ૧૫

એટલે કર્મનો અથવા યજ્ઞનો રેંટ આ જગતમાં જે આગળ ચલાવતો નથી, તેનું આયુષ્ય પાપરૂપ છે. અને એ ઇન્દ્રિય લંપટનું જીવવું હે પાર્થ! વ્યર્થ છે. ૧૬

જે આત્મ સ્વરૂપમાં તૃપ્ત છે, અને આત્મામાં સંતુષ્ટ છે, તેને કાંઈ કાર્ય હોતું નથી. ૧૭

તેને આ જગતમાં કાંઈ કર્યાનો અર્થ નથી, તેમ કર્મ ન કરવાથી કાંઈ નુકશાન પણ નથી, તેમ કોઇ પ્રાણીમાં તેનો પોતાનો અર્થ હોય એવો કોઇ અર્થ તેને વળગી રહેલો પણ હોતો નથી. ૧૮

તેથી ફળની ઇચ્છા છોડીને જ્ઞાની પુરુષો કશાની અપેક્ષા રાખતા નથી, તે પ્રમાણે ફળની આશા રાખ્યા વિના તારૂં કર્તવ્ય કર્મ હંમેશાં કરતો જા. કારણ ફળની આશા વગરનાં કર્મ કરવાવાળા પુરુષને, પરમગતિ પ્રાપ્ત થાય છે. ૧૯

જનક રાજાને, અને બીજા જ્ઞાની પુરુષોને, આ પ્રમાણે કર્મથી જ મોક્ષ પ્રાપ્ત થયો હતો. અને જગતના કલ્યાણની ખાતર તને પણ કર્મ કરવાં ઘટે છે. ૨૦

શ્રેષ્ઠ પુરુષો જે જે કર્મ કરે છે, તેજ કર્મ સામાન્ય લોકો પણ કરે છે. તેઓ જે વાતને પ્રમાણ કરીને માને છે, તેને અનુસરીને લોકો ચાલે છે. ૨૧

હે પાર્થ! મારે ત્રણે લોકમાં કાંઇ કર્તવ્ય બાકી નથી કિંવા મને અપ્રાપ્ય એવી કોઈ વસ્તુ નથી, કે જે મારે પ્રાપ્ત કરવાની છે; તથાપિ હું કર્મમાં મચ્યો રહેલો છું. ( લોકહિતનાં કામ કરવામાં મચ્યો રહેલો છું ). ૨૨

જો હું આળસ કરૂં અને કામ ન કરૂં તો હે પાર્થ ! સર્વ મનુષ્યો સર્વ પ્રકારે મારા જ આચરણનું અનુકરણ કરે. ૨૩

હું કર્મ ન કરૂં તો આ લોક નાશ પામે, અને દુનીયામાં વર્ણ-સંકરનો અધિકારી હું થાઉં. અને મારે હાથે જ આ પ્રજાનો નાશ થાય. ૨૪

હે અર્જુન ! જેમ અજ્ઞાની લોકો ફળની દઢ ઇચ્છા કરીને કર્મ કરે છે, એમ જ્ઞાની લોકો કર્મફળની ઇચ્છાનો જરૂર ત્યાગ કરી દુનીયાંના ભલાને માટે કર્મ કરે છે. ૨૫

કર્મ કરવાની જેને દ્રઢ ઇચ્છા છે, એવા અજ્ઞાની લોકોની બુદ્ધિમાં ભેદ ઉત્પન્ન કરવો નહિ, કિંવા એમને સ્વતઃ નિષ્કામ બુદ્ધિયુક્ત થઇને કર્મ કરવાનો ઉત્સાહ વધારવો જોઇએ. ૨૬

બધાં કર્મ પોતપોતાના ગુણ કર્મથી થયા કરે છે, પરંતુ અહંકારી પુરુષ એમ સમજે છે કે આ તો મેં કર્યું. ( અગર આ હું કરૂં છું, મારા સિવાય બની શકે નહિ ). ૨૭

હે મહાબાહો ! જે તત્વજ્ઞાની છે અને જે ગુણ કર્મને જાણનારા છે, તેઓ તો એવું સમજે છે, કે, ગુણોની પ્રવૃત્તિ ગુણોમાં થાય છે. તેથી તેમાં તે લુપ્ત થતો નથી ( બંધાતો નથી ). ૨૮

પ્રકૃતિના ગુણથી ગાંડા થઇ ગયેલા લોક ગુણ અને કર્મમાં બંધાઇ ગયા છે, એવા થોડી અક્કલવાળા અને થોડું જાણનારાની બુદ્ધિમાં જ્ઞાની માણસોએ વહેમ ઘાલીને બગાડવાં ન જોઇએ. ૨૯

માટે હે અર્જુન ! મારામાં આત્મબુદ્ધિથી સર્વ કર્મો અર્પણ કરીને, અને ફળની આશા અને મમત્વ બુદ્ધિ છોડીને, શોક રહિત થઇને, યુદ્ધ કર. ૩૦

જે લોકો નિંદા કર્યા સિવાય શ્રદ્ધાપૂર્વક મારા આ મતને અનુસરીને ચાલે છે, તે કર્મનાં બંધનોથી છુટી જાય છે. ૩૧

જેઓ આ મારા મતને અનુસરીને નથી ચાલતા, અને તેમાં દોષ જોનારા છે, તે ઘણા મૂર્ખ છે એમ જાણ. ૩૨

જ્ઞાની પુરૂષ પણ પોતાના સ્વભાવને અનુરૂપ વર્તે છે. સર્વ ભૂત માત્ર પોતપોતાની પ્રકૃતિ તરફ વળે છે, પછી જબરાઇથી શું થવાનું હતું ? ૩૩

રાગ અને દ્વેષ ( પ્રીતિ–અપ્રીતિ ) એ બે ઇન્દ્રિયોના વિષય છે, તેને વશ ન થવું જોઇએ, કારણ કે તે જીવના ઘાતિ છે. ૩૪

પોતાનો ધર્મ, રીતભાત, રીવાજ મુજબ આચરણ કરવામાં મુસ્કેલી હોય તોપણ તે શ્રેયસ્કર છે. સ્વધર્મ પ્રમાણે વર્તતાં મરણ થાય તોપણ તે કલ્યાણકારી છે, પરંતુ પરધર્મ ગમે તેવો સારો હોય છતાં તે ભયંકર છે. (ક્ષત્રિયધર્મ એજ કે સત્યની ખાતર યુદ્ધમાં લડતાં છાતીના ઘાથી મરવું તે) ૩૫

અર્જુન કહે છેઃ—હે કૃષ્ણચંદ્ર ! જીવને વિષયની ઇચ્છા ન હોય, તેમ છતાં પણ કોઇના બળાત્કારથી પ્રેરાતો હોય, તે પ્રમાણે મનુષ્ય પાપ કરે છે, તે કોની પ્રેરણાથી ? ૩૬

શ્રી કૃષ્ણચંદ્રે જવાબ આપ્યો કે રજોગુણથી ઉત્પન્ન થતા કામ અને ક્રોધ એ બે મોટા શત્રુ જાણ. અને તે કામ–ક્રોધ મહા ખાઉધરા તથા પાપી છે. ૩૭

જેમ ધુમાડાથી અગ્નિ, મેલથી દર્પણ, અને જરાયુથી ગર્ભ ઢંકાયેલો છે, તેવીજ રીતે શુદ્ધ જ્ઞાન કામથી ઢંકાએલું છે. ૩૮

કામ રૂપી નિત્ય વેરીએ જ્ઞાનીનું જ્ઞાન ઘેરી લીધું છે, એમ કામથી જ્ઞાન ઢંકાઇ જાય છે. ૩૯

ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, એ કામને રહેવાનું ઘર છે, એના આશ્રયથી જ્ઞાનને ઘેરીને તે દેહીને મોહમાં નાંખે છે. ૪૦

એટલે હે અર્જુન ! ઇન્દ્રિયોનો પહેલો સંયમ કરી તું જ્ઞાન અને વિજ્ઞાન નાશ કરવાવાળી એ પાપી ઇચ્છાને મારી નાખ. ૪૧

ઇન્દ્રિયો દેહથી નાની (સૂક્ષ્મ) છે અને તે ઇન્દ્રિયોથી મન સૂક્ષ્મ છે, મનથી બુદ્ધિ સૂક્ષ્મ છે, એ બુદ્ધિથી સૂક્ષ્મ જે કાંઈ છે, તેજ પરમાત્મા છે. ૪૨

હે મહાબાહો અર્જુન ! આવી રીતે બુદ્ધિથી પર રહેવાવાળા પરમાત્માને ઓળખીને કામ રૂપી શત્રુને મારી નાંખ. ૪૩

**અધ્યાય ત્રીજો સમાપ્ત.**

# અધ્યાય ચોથો.

---

**इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।**
**विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥**

શ્રીભગવાને કહ્યું:—આ અવિનાશી યોગને મેં વિવસ્વાન એટલે સૂર્યને કહેલો, પછી વિવસ્વાને પોતાના પુત્ર મનુને, અને મનુએ પોતાના પુત્ર ઇક્ષ્વાકુને કહ્યો. ૧

આવી રીતે પરંપરાથી ચાલતો આવેલો યોગ તે રાજર્ષિઓના જાણવામાં આવ્યો, પણ ઘણા કાળે કરીને હે પરંતપ ! તે યોગ આ લોકમાંથી નષ્ટ થયો છે. ૨

તેજ જુનો, ઉત્તમ અને ગુપ્ત (છાનો) યોગ મેં આજ તને બતાવ્યો કારણ કે તું મારો ભક્ત અને મિત્ર છે. ૩

અર્જુને વિચાર કરીને શ્રી કૃષ્ણને પુછ્યું કે હે ભગવાન ! આપનો જન્મ તો હમણાં થયો છે. અને વિવસ્વાન તો પૂર્વે થયેલો છે, તેમ છતાં તમે આ યોગ શરૂઆતમાં કહેલો તે મને શી રીતે સમજાય ? ૪

હે અર્જુન ! તારા ને મારા ઘણા જન્મો થઇ ગયા છે, હું તે બધા જાણું છું, અને હે પરંતપ ! તું નથી જાણતો. ૫

હું સર્વ ભૂતોનો ઇશ્વર છું, અને જન્મ વિનાનો છું, મારૂં આત્મસ્વરૂપ જે. તે કદિ વિકાર પામે તેવું નથી, તોપણ મારી જ પ્રકૃતિમાં અધિષ્ટિત થઇ જન્મ લઉં છું. ૬

તો હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની ખરાબી થાય છે, અને અધર્મ વધેનો ગન છે, ત્યારે ત્યારે હું પોતે અવતાર લઉં છું. ૭

સાધુ પુરુષોનું સંરક્ષણ કરવા, અને દુષ્ટોનો પુરેપુરી રીતે નાશ કરવા, અને ધર્મનું સ્થાપન કરવા, યુગે યુગમાં હું જન્મ લઉં છું. ૮

મારા આ પ્રકારના જે દિવ્ય જન્મો અને દિવ્ય કર્મોનું તત્વ જે જાણે છે, તે દેહ છોડ્યા પછી પુનર્જન્મમાં ન આવતાં હે અર્જુન ! મને આવીને મળે છે. ૯

પ્રીતિ, ભય, અને ક્રોધ જેનાં છુટી ગયાં છે. એવા મારા પરાયણ થઈ મારે આશરે આવેલા અનેક લોક, આ પ્રમાણે જ્ઞાન રૂપ તપથી પવિત્ર થતાં મારા સ્વરૂપને પામેલાં છે, ૧૦

જેઓ મને જે પ્રકારે ભજે છે, તેમને હું તે પ્રકારે જ ફળ આપું છું. હે પાર્થ ! ગમે તે તરફ ચાલે પણ મનુષ્ય મારા જ માર્ગને આવીને મળે છે. ૧૧

કર્મનાં ફળની ઈચ્છા કરનાર લોક, આ મનુષ્ય લોકમાં દેવતાઓનું પુજન કરે છે, તેમના કર્મનું ફળ તુરત પ્રાપ્ત થાય છે. ૧૨

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર એ ચારે વર્ણની વ્યવસ્થા ગુણ અને કર્મના ભેદ પ્રમાણે મેં જ નિર્માણ કરેલી છે. એનો કરનારો ને નહિ પણ હું જ છું. ને નાશ રહિત પણ હું છું, એવું જાણ. ૧૩

કર્મ કરવાથી હું બંધાતો નથી, ને કર્મનાં ફળો મળે તેવી મારી ઈચ્છા પણ નથી, એવી રીતનો મને જે જાણે છે, તેને કર્મોનું બંધન નથી. ૧૪

આ પ્રમાણે જાણીને પૂર્વના મુમુક્ષુ પુરુષોએ મોક્ષ મેળવવા સારૂ કર્મો કરેલાં છે, માટે તું પણ તે લોકોની માફક કર્મ કર. ૧૫

કર્મ શું, અને અકર્મ શું, એ બાબત શાણા પુરુષોને પણ ભ્રમ થયો છે, એટલા માટે હું એ શબ્દોનો અર્થ તને સમજાવુંછું. એ જાણવાથી તું આ સંસારના દુઃખથી છુટીશ. ૧૬

કર્મની ગતિ ગહન છે; કર્મ એટલે શું, તે પણ જાણવું જોઇએ અને વિપરિત કર્મ કોને કહે છે, તે પણ સમજવું જોઇએ. ૧૭

જે કામ કરતો હોવા છતાં તે કરતો નથી, એમ સમજે છે, અને કર્મ ન કરતા છતાં કામનો કર્તા સમજે છે, તે સર્વ મનુષ્યોમાં જ્ઞાની છે, તે જ યોગયુક્ત અને સર્વ કર્મ કરનારો કહેવાય છે. ૧૮

જેના સર્વ સમારંભો એટલે ઉદ્યોગ ફલની ઇચ્છાથી વિરહિત છે, તેને બુદ્ધિમાન લોક એમ કહે છે કે (તેજ જ્ઞાનાગ્નિથી બળી ગયેલાં કર્મ કરનારો પંડીત છે.) ૧૯

કર્મના ફળની આસક્તિ છોડી સદાય સંતોષી રહીને કર્મનો આશ્રય લેનારી બુદ્ધિ રાખનાર પુરુષ કર્મ કરવામાં દટાઇ ગએલો હોય, તોપણ તે કાંઈ જ કરતો નથી. ૨૦

આશા જેને છોડી દીધેલી છે, બુદ્ધિ તથા મનને પોતાના વશ કર્યાં છે, અને બધા સંગથી મુક્ત થએલો છે, તેવાં કેવળ કર્મ કરનાર પુરુષને કર્મ કરતાં છતાં પણ પાપ લાગતું નથી. ૨૧

આપોઆપ જે કાંઇ મળી જાય એનાથી સંતોષ માનનારો, હર્ષ શોકથી મુક્ત, અને આરંભ કરેલું કાર્ય સફળ થાઓ અગર ન થાય, તે બંને સરખાં જ માનનારો પુરુષ કર્મ કરતાં છતાં તેના પાપ અથવા પુન્યથી બંધાતો નથી. ૨૨

જેણે સંસાર વિષયોના બધા સંગ પ્રીતિનો ત્યાગ કરેલો છે. ધર્મ અધર્મના બંધનમાંથી જે મુક્ત થએલો છે, અને જેનું ચિત્ત જ્ઞાનમાં લાગેલું છે, અને યજ્ઞ માટે કરીને જ કર્મ કરનાર જે પુરુષ છે, તેના કર્મનાં બંધનો લય પામે છે. ૨૩

અર્પણ એટલે હવન કરવાની ક્રીયા તે બ્રહ્મ. હવિ એટલે અર્પણ કરવાનું દ્રવ્ય તે બ્રહ્મ, બ્રહ્માગ્નિમાં બ્રહ્મ જ હવન કરનાર, એ પ્રમાણે સર્વે કર્મ બ્રહ્મ છે, એવી જ જેની બુદ્ધિ થઇ છે, તેને બ્રહ્મપદ જ પ્રાપ્ત થાય છે. ૨૪

કેટલાક યોગીઓ બ્રહ્મબુદ્ધિ રાખવાને બદલે દેવાદિકના ઉદ્દેશથી યજ્ઞ કરે છે: અને કેટલાક બ્રહ્માગ્નિમાં જ યજ્ઞથી જ યજ્ઞનું યજન કરે છે. ૨૫

કોઇ નૈષ્ટિક બ્રહ્મચર્યવાળા યોગીઓ સર્વે ઇન્દ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમે છે, અને બીજા શબ્દાદિ વિષયો ઇન્દ્રિયો રૂપી અગ્નિમાં હોમે છે. ૨૬

બીજા કોઇ લોક ઇન્દ્રિયનાં અને પ્રાણનાં પણ સર્વે કર્મો એટલે વ્યાપારનો જ્ઞાનથી પ્રજ્વલિત થએલા આત્મ સંયમરૂપ યોગના અગ્નિમાં હોમ કરે છે. ૨૭

જે કામની શરૂઆત કરે છે તેને નિશ્ચયથી પુરૂં કરવાવાળા એવા બીજા પણ યોગી છે. જેમાંના કોઈ દ્રવ્યયજ્ઞ, કોઇ તપયજ્ઞ, કોઇ વેદાધ્યનયજ્ઞ, અને કોઈ જ્ઞાનયજ્ઞ કરે છે. ૨૮

પ્રાણાયામ પરાયણ પુરુષો પ્રાણ અને અપાન વાયુની ગતિનો નિરોધ કરે છે. કેટલાક પ્રાણનો અપાનમાં અને બીજા કેટલાક અપાનનો પ્રાણમાં હોમ કરે છે. ૨૯

બીજા કેટલાક અહારને નિયમીત કરીને પ્રાણનો પ્રાણમાંજ હોમ કરે છે, એ સર્વે તપશ્ચર્યાથી તેમનાં પાપ નાશ પામે છે. ૩૦

હે અર્જુન ! યજ્ઞનો બાકી રહેલો પ્રસાદ લેનારા લોક સનાતનબ્રહ્મને પામે છે. યજ્ઞ નહિ કરનારાઓનો તો આ લોક પણ સિદ્ધ થતો નથી તો હે અર્જુન ! પરલોકની તો વાત જ શી કરવી ? ૩૧

આ પ્રમાણે અનેક નાના પ્રકારના યજ્ઞોનો વિસ્તાર વેદોમાં કહેલો છે, તે બધો કર્મથી ઉત્પન્ન થાય છે. તે તું સમજીશ તો મોક્ષ પામીશ. ૩૨

હે અર્જુન! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનમય યજ્ઞ શ્રેષ્ઠ છે. હે પાર્થ! જ્ઞાનયજ્ઞમાં બધા યજ્ઞ પુરેપુરા આવી જાય છે. ૩૩

( જ્ઞાન પ્રાપ્તિની તને ઇચ્છા હોય તો ) તું તત્ત્વદર્શી જ્ઞાનિઓને નમસ્કાર કર. પ્રશ્નથી અને સેવા કરવાથી તત્ત્વવેતા જ્ઞાની પુરુષો તને ઉપદેશ કરશે. ૩૪

જે જ્ઞાન પ્રાપ્ત થયા પછી હે પાંડવ! ફરીને તને આ પ્રકારે મોહ થશે નહિ. અને જે જ્ઞાનના યોગથી સર્વ ભૂત માત્ર તારા પોતામાં અને પછી મારામાં છે, તે તને જણાઇ આવશે. ૩૫

જો તું સર્વ પાપી મનુષ્યથી પણ વધારે પાપી હોઇશ, તોપણ આ જ્ઞાનરૂપી વહાણથી તું સર્વ પાપરૂપી સમુદ્રને તરી જઇશ. ૩૬

હે અર્જુન! જેવી રીતે પ્રજ્જળેલો અગ્નિ કાષ્ટને બાળી રાખ કરે છે, તેવી રીતે જ્ઞાનરૂપી અગ્નિ સંચીત, પ્રારબ્ધ અને ક્રિયમાણ એ ત્રણે કર્મોને બાળીને ભસ્મ કરે છે. ૩૭

એ તો નક્કી છે કે જ્ઞાનના જેવું પવીત્ર આ સંસારમાં ખરેખર બીજું કાંઇ નથી, તે જ્ઞાન કાળે કરીને વીચાર કરતાં કરતાં અનાયાસે આત્મામાં પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે. ૩૮

આ જ્ઞાન જે શ્રદ્ધાવાન પુરુષ ઇંદ્રિય સંયમ કરી તેની જ પાછળ પડે છે, તેને પ્રાપ્ત થાય છે. ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થવાથી તેને પરમ શાંતિ થાય છે. ૩૯

જે પુરુષ અજ્ઞાની, શ્રદ્ધા વગરનો, અને સંશયવાળું જેનું મન છે, તે નાશ પામે છે. સંશયવાળાને આલોક નથી, ને પરલોક નથી, અને સુખ પણ નથી. ૪૦

હે ધનંજય ! જેને પરમેશ્વરની આરાધના રૂપ યોગદ્વારા તેમાં બધાં કર્મોને સમર્પણ કરી દીધાં છે, અને જ્ઞાનથી બધા સંદેહ નાશ પામેલા છે, એવા સાવધાન પુરુષને કર્મ બંધન કરી શકતા નથી. ૪૧

હે અર્જુન ! માટે તારા હૃદયમાં અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા આ સંશયને જ્ઞાનરૂપ તલવારથી કાપી નાખ. અને નિષ્કામ કર્મ કર, અને યુદ્ધ કરવા બેઠો થા. ૪૨

અધ્યાય ચોથો સમાપ્ત.



# અધ્યાય પાંચમો.

**संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।**
**यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥**

અર્જુન પુછે છે—હે કૃષ્ણ ! આપ કર્મનો ત્યાગ અને કર્મો કરવાં આ બન્નેની પ્રસંસા (વખાણ) કરો છો એ બેમાં જે એક કલ્યાણ કરનારૂં હોય એને ઠીક કરીને આપ મને બતાવો. ૧

શ્રી ભગવાને કહ્યું:—કર્મ કરવાં અને કર્મનો ત્યાગ કરવો એ બે મુક્તિનાં સાધન છે, છતાં કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં ઉત્તમ છે. ૨

હે મહાબાહો અર્જુન ! જે કોઈથી વેર નથી કરતો, અને જે કશાની ઇચ્છા કરતો નથી, તે પુરુષ કર્મ કરતો હોય, તે છતાં પણ નિત્ય સંન્યાસી સમજવો. એવો રાગદ્વેષ રહિત પુરુષ વિના મહેનતે બંધનોથી છુટી જાય છે. ૩

જ્ઞાનપુર્વક કર્મોનો ત્યાગ એટલે કે કર્મ સંન્યાસયોગ, અને ઇશ્વરોપાસના રૂપ શુદ્ધ નિષ્કામ "કર્મયોગ" એ બે જુદા છે એમ અજ્ઞાનીઓ બોલે છે પણ વિદ્વાનો નહિ. ગમે તે એક માર્ગમાં પણ સારી રીતે આચરણ કરતો હોય, તો તેને બન્નેનું ફળ મળે છે. ૪

જે મોક્ષ, સાંખ્ય જ્ઞાનીયોને પ્રાપ્ત થાય છે, ત્યાંજ કર્મ યોગીયો પણ પહોંચે છે. ૫

હે અર્જુન ! કર્મયોગ વિના સંન્યાસ મળવો કઠણ છે. યોગથી મુનીઓ ઘણા જલદી બ્રહ્મની પ્રાપ્તિ પામ્યા છે. ૬

જે પુરુષો કર્મયોગ યુક્ત શુદ્ધ ચિત્તવાળા છે, જેણે પોતાનું મન ને ઇન્દ્રિયોને જીતી છે, જે બધા પ્રાણીયોને પોતાના આત્માની સમાન જાણે છે, તે પુરુષ કર્મ કરતાં છતાં પણ કર્મોના પાપ પુણ્યથી મુક્ત છે. ૭

યોગયુક્ત તત્ત્વવેત્તા પુરુષે, હું કાંઇ કરતો જ નથી એમ સમજવું, અને જોતાં–સાંભળતાં–સ્પર્શ કરતાં–સુંઘતાં–ખાતાં–હરતાં–ફરતાં–ઉંઘતાં શ્વાસોશ્વાસ લેતાં–બોલતાં. ૮

વિસર્જન કરતાં આંખ મીંચતાં ઉઘાડતાં પણ કેવળ ઇંદ્રિયો પોતપોતાના અર્થોમાં વર્તે છે, એમ ધારીને હું કાંઇ કરતો નથી, એવો નિશ્ચય કરીને વર્તવું. ૯

જે પુરુષ કર્મોનાં ફળની આશા રહિત થઇને બ્રહ્મને અર્પણ કરીને કર્મ કરે છે, તે કમળ પત્રની માફક પાણીથી અલીપ્ત રહે છે તે પોતાનાં પાપ પુણ્યથી લીપ્ત થતો નથી. ૧૦

યોગી પુરુષો. હું કરૂં છું એવી અહંકાર બુદ્ધિ ન રાખતાં કેવળ શરીરથી કે મનથી કે બુદ્ધિથી કે કેવળ ઇંદ્રિયોવડે આસક્તિ છોડી અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કરે છે. ૧૧

યોગનિષ્ઠ પુરુષો કર્મફળનો ત્યાગ કરવાથી મોક્ષરૂપ શાન્તિને પ્રાપ્ત કરે છે, અને જે નિષ્કામ કર્મ કરતા નથી, તે ફળની ઇચ્છાથી આસક્ત થઇ બંધાય છે. ૧૨

જીતેન્દ્રિય પુરુષ સર્વ કર્મોને મનથી છોડીને નવદ્વારના આ દેહરૂપી નગરમાં કાંઇ ન કરતો, કાંઇ ન કરાવતો, આનંદમાં જ રહે છે. ૧૩

આત્મા કે પરમેશ્વર એ કોઇનું કર્તાપણું–કર્મ કે કર્મફળ ઉત્પન્ન કરતા નથી. સ્વભાવ એટલે પ્રકૃતિ જ એ બધું કરે છે. ૧૪

સર્વવ્યાપી પરમેશ્વર કોઇનું પાપ કે કોઇનું પુણ્ય કાંઇ લેતા નથી. જ્ઞાન ઉપર અજ્ઞાનનું આવરણ પડયું છે, અને તેથી મોહ પામે છે. ૧૫

જેને પોતાનું અજ્ઞાન જ્ઞાને કરી કરીને નષ્ટ થયું છે, તેને તેનું આત્મજ્ઞાન સૂર્યની પેઠે પ્રકાશિત કરે છે. ૧૬

અને તે પરમાર્થ તત્ત્વથી જેની બુદ્ધિ રંગાએલી છે, તે જ્ઞાનથી બધાં પાપો રહિત થઇને તેવા પુરુષો પુનર્જન્મને પ્રાપ્ત થતા નથી. ૧૭

જ્ઞાની જનને વિદ્યા અને વિનયથી બ્રાહ્મણ–ગાય–હાથી–કુતરા અને ચંડાળ એ બધા સમાન હોય છે. ૧૮

જેનું મન સમાન અવસ્થામાં સ્થીર રહે છે, તેણે આ લોકમાં રહીને સ્વર્ગલોક જીતી લીધેલું છે, માટે સમાન બુદ્ધિવાળો પુરુષ હમેશાં બ્રહ્મમાં સ્થિત થાય છે. ૧૯

પ્રિય એટલે ધારેલી વસ્તુ પ્રાપ્ત થતાં હરખાતું નહિ. અને અપ્રિય ( દુઃખ ) થવાથી ઉદ્વેગમાં પડતા નથી, એવી સ્થીર બુદ્ધિવાળા મોહ રહિત બ્રહ્મવેત્તા બ્રહ્મમાં સ્થિતી કરીને રહેનારા કહેવાય. ૨૦

બાહેરના ઇંદ્રિયો સાથે થનારા સંયોગમાં એટલે વિષય ભોગમાં જેનું મન આસક્ત નથી, એવો જ પુરુષ આત્મામાં જે કાંઇ સુખ છે, તે પ્રાપ્ત કરે છે. અથવા જે પુરુષનું ચીત્ત બ્રહ્મજ્ઞાન દ્વારા પરમાત્મામાં લાગેલું છે, એવા જ્ઞાની પુરુષોને મોક્ષ પ્રાપ્ત થાય છે. ૨૧

હે અર્જુન ! ઇંદ્રિયોના સ્પર્શથી ઉત્પન્ન થએલા ભોગ દુઃખનું મૂળ છે. ડાહ્યા પુરુષો તેમાં મન રાખતા નથી. ૨૨

દેહ છુટતા પહેલાં ( શરીર છુટતા પહેલાં ) કામ–ક્રોધથી ઉત્પન્ન થતા વેગને જે સહન કરી શકે છે, તેજ પુરુષ યોગી અને ખરો સુખી છે. ૨૩

આ પ્રમાણે બાહેરનાં સુખ દુઃખ તરફ ઉદાસી ન રહેતાં જેના અંતઃકરણમાં હમેશાં સુખ છે, જે અંતરમાં આરામ ભોગવે છે, એવી રીતે જેને અંતર પ્રકાશ પ્રાપ્ત થયો છે, તે યોગી બ્રહ્મરૂપ થઇ બ્રહ્મ પ્રાપ્ત કરવા રૂપ મોક્ષ પામે છે. ૨૪

જેનાં પાપને પુણ્યરૂપ કર્મ નાશ થયાં છે, તથા જેના બધા સંદેહ મટી ગયા છે, અને આત્મ સંયમ કરનાર હોઇ સર્વ ભૂતનું હિત કરવામાં રચ્યા પચ્યા રહે છે, તેમને બ્રહ્મ નિવાર્ણરૂપ મોક્ષ મળે છે. ૨૫

કામ ક્રોધ રહિત ચિત્તને વશમાં રાખનાર, આત્મજ્ઞાનિ એવા જે યતિ પુરુષોને બધી સ્થિતિમાં નિર્વાણરૂપ બ્રહ્મ પ્રાપ્ત થાય છે. ૨૬

બાહેરના પદાર્થો સાથે ઇંદ્રિયોને સુખ દુઃખ આપનાર સંયોગને બાહેર રાખી, નજર બે ભમરોની વચ્ચે રાખી, અને નાકની અંદર જતા પ્રાણ અને અપાન વાયુને સમાન કરી. ૨૭

ઇંદ્રયો, મન અને બુદ્ધિને જે કબજામાં રાખે છે, અને ઇચ્છા ભય અને ક્રોધ જેનાં હટી ગયાં છે, એવા વિચારવાન પુરુષ સદા મુક્ત સ્વરૂપજ છે. ૨૮

યજ્ઞ અને તપનો ભોગવનાર સર્વ ભુત માત્રનો મહેશ્વર, સર્વ ભૂત માત્રનો મિત્ર જે મને જાણે છે, તે પુરુષને મોક્ષ અથવા શાન્તિ પ્રાપ્ત થાય છે. ૨૯

**અધ્યાય પાંચમો સમાપ્ત.**



# અધ્યાય છઠો.

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १ ॥**

જે પુરૂષ કર્મ ફળની આશા છોડીને પોતાના કર્તવ્ય કર્મો કરે છે તેજ સંન્યાશી અને તેજ યોગી છે. શ્રૌત સ્માર્ત અગ્નિ હોત્રાદિક કર્મ છોડનાર કીંવા કોઈ પણ કૃત્ય ન કરતાં સુસ્ત થઈને બેશી રહેનાર સંન્યાસી કે યોગી નથી. ( કર્મના ફળની ઈચ્છા ન કરતાં અવશ્ય કરવા યોગ્ય કર્મો તો કરતો રહે ). ૧

હે અર્જુન ! જેને સંન્યાસ કહે છે તેને યોગ જાણો, સંકલ્પ એટલે કામ બુદ્ધિ રૂપ ફળેચ્છાનો ત્યાગ કર્યા સિવાય કોઈ પણ યોગી થઈ શકતો નથી. ૨

મોક્ષ પ્રાપ્તિની ઈચ્છા રાખનાર પુરુષનાં કર્મ મુમુક્ષુને માટે કારણ એટલે સાધન કહેલું છે, અને તેજ પુરુષ યોગારૂઢ એટલે પૂર્ણ યોગી થાય ત્યારે શાન્તિ તેના માટે જ્ઞાનનિષ્ઠાનું કારણ કહેવાય છે. ૩

જે વખતે આ પુરુષ ઇંદ્રિયોના સર્પાદિ વિષયોમાં અને કર્મમાં આશક્ત થતો નથી, તે બધા સંકલ્પોનો સારી રીતે ત્યાગ કરે છે. ત્યારે તેને યોગારૂઢ કહે છે. ૪

વિષય રહિત મનથી આત્માનો પોતાની મેળેજ સંસાર સાગરથી ઉદ્ધાર કરે, વિષયોમાં આસક્તિ કરીને આત્માને નષ્ટ ન કરે, અથવા સંસાર સાગરમાં ન ડુબાવે, કારણ વિષયોમાં આસક્ત થએલું મન જ આત્માનો બંધુ છે, અને વિષય વાસનાવાળું મન જ આત્માનો શત્રુ છે. ૫

આત્મ જ્ઞાની થઇને અથવા વિવેક વાળા મનથી આત્મા અથવા ઇંદ્રિયોના સમુહને જીત્યો છે, એવા વિવેકવાળું મન આત્માનો બંધુ છે, અને જેનું મન વિવેક રહિત છે, એનો આત્મા અથવા એનું મન જ શત્રુની માફક વર્તે છે. ૬

મનને જીતવાવાલા, શાંત સ્વભાવવાલા મનુષ્યનો આત્મા શરદી ગરમી સુખ દુઃખ માન અને અપમાનમાં સમાનતાથી રહે છે. ૭

આત્મ જ્ઞાનથી જેનું અંતઃકરણ તૃપ્ત થએલું છે, જેણે પોતાની ઇંદ્રિયો જીતેલી છે, અને માટી પત્થર સોનામાં સમાન દ્રષ્ટિવાલા યોગનિષ્ટ પુરુષ યોગી કહેવાય છે. ૮

સુહૃદ, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેશપાત્ર, અને બાંધવોમાં, સાધુ પુરુષમાં, પાપીમાં જેની બુદ્ધિ સમાન થઇ છે, તે પુરુષને જ શ્રેષ્ઠ પુરુષ કહેવો જોઇએ. ૯

પોતાના મન અને ચિત્તને વશ કરીને બધા પ્રકારની આશા અને આરામની આકાંક્ષા છોડીને યોગી પુરુષો એકલા એકાન્તમાં બેસીને સમાધિ લગાવે. ૧૦

પવિત્ર સ્થાનમાં દર્ભનું, મૃગના ચામડાનું, અને વસ્ત્ર એવું ઉંચું નહિ તેમ નીચું નહિ એવું પોતાનું સ્થિર આસન કરે. ૧૧

ત્યાં તે આસન ઉપર બેસીને મનને એકાગ્ર કરી, ચિત્ત અને ઇંદ્રિયના વ્યાપારને રૂંધિ, આત્મશુદ્ધિને માટે યોગાભ્યાસ કરવો. ૧૨

વાંસો, માથું, અને ડોક એ ત્રણને સમ એટલે સીધાં ઉભાં રાખી સ્થિર થઇ, નાસીકા સામું જોઇ રહેવું અને દિશાઓ સામી નજર કરવી નહિ. ૧૩

આવી રીતે પોતાના આત્માને શાંત રાખીને, ભયનો ત્યાગ કરીને, બ્રહ્મચારીના વ્રતમાં રહીને અને મનનો સંયમ કરીને, મારા ધ્યાનમાં તત્પર રહે. ૧૪

આ પ્રમાણે આત્માને હંમેશાં પોતાના આધીન રાખનારા સમાધિમાં સ્થિત થએલા યોગીઓ મારામાં રહેલી પરમ શાંતિને પામે છે. ૧૫

હે અર્જુન ! અતિશય ખાનારને, અથવા કાંઈ ન ખાનારને, તેમજ ઘણું ઊંઘનારને, અને બીલકુલ ન ઊંઘનારને યોગ સિદ્ધ થતો નથી. ૧૬

જેનો આહાર વિહાર માફકસર છે, કામ નિયમિત રીતે કરનારો છે, સમય અનુસાર ઊંઘનાર અને જાગનાર પુરુષનો યોગાભ્યાસ સુખ આપનાર છે. ૧૭

જે વખતે ચિત્ત શાન્ત થઈને આત્મામાં સ્થિર થાય છે, અને કોઈપણ ઉપભોગની ઈચ્છા રહેતી નથી, તે પુરુષ યોગી એમ કહેવાય છે. ૧૮

વાયુનો સંચાર ન હોય એવી જગામાં મૂકેલા દીવાની જોત હાલતી નથી. ચિત્તનો નિરોધ કરી યોગાભ્યાસ કરનાર યોગીને આપેલી છે. ૧૯

યોગાભ્યાસથી ચિત્તને રોકીને. શાન્ત થઈને, આત્માથી આત્માને નિર્મળ અંતઃકરણથી જુવે છે, ત્યારે આત્મામાં જ સંતોષ પ્રાપ્ત થાય છે. ૨૦

જ્યાં કેવળ બુદ્ધિ ગમ્ય અને ઇંદ્રિયોને અગોચર એવું જે અત્યંતિક સુખ તેને તેનો અનુભવ થાય છે, અને જ્યાં એકવાર સ્થિર થયા પછી તે તત્વજ્ઞાનથી ચળતો નથી. ૨૧

જે લાભને પ્રાપ્ત થઈને તે પુરુષ બીજા લાભને વધારે નથી માનતો, અને જે અવસ્થામાં સ્થિતિ કરીને રહો એટલે તેમાં ગમે તેટલું દુઃખ હોય તો પણ ચલાયમાન થતો નથી. ૨૨

ત્રણ પ્રકારના દુઃખના સંયોગથી રહિત એવી અવસ્થાને યોગ કહે છે, ઉદ્વેગરહિત મનથી તેનો નિત્ય અભ્યાસ કરવો જોઈએ. ૨૩

સંકલ્પથી ઉત્પન્ન થનાર સર્વ કામોનો એટલે વાસનાઓનો સર્વથા ત્યાગ કરીને બધી ઇંદ્રિયોને મનથી રોકીને, ૨૪

ધૈર્યયુક્ત બુદ્ધિથી ધીમે ધીમે શાંત થતા જવું, અને મનને આત્મામાં સ્થિર કરી કોઇ પણ વિચાર મનમાં આવવા દેવો નહિ. ૨૫

ચંચળ અને અસ્થિર મન જ્યાં જ્યાંથી બહાર સંચાર કરવા માંડે ત્યાં ત્યાંથી તેને રોકી આત્મામાંજ તેને વશ કરવું. ૨૬

રજો ગુણથી રહિત નિષ્પાપ અત્યંત શાન્ત ચિત્તવાળું સાક્ષાત્ બ્રહ્મરૂપ આ યોગી પુરુષને અત્યંત શ્રેષ્ઠ સુખની પ્રાપ્તિ થાય છે. ૨૭

આ પ્રમાણે અહોનિશ યોગાભ્યાસ કરનાર યોગી પાપથી છુટી બ્રહ્મયોગ પ્રાપ્ત થતાં પરમ સુખને અનાયાસે મેળવે છે. ૨૮

જેનો આત્મા આ પ્રમાણે યોગ યુક્ત થયો તેની દ્રષ્ટિ સર્વત્ર સમ થઇને તેને સર્વ ભૂતમાં પોતે અને પોતામાં સર્વ ભૂત છે એવું દેખાવા લાગે છે. ૨૯

હું પરમેશ્વર સર્વત્ર છું એવું જે જુવે છે અને મારામાં સર્વ છે એવી જેની દ્રષ્ટિ થઈ છે, તેને હું દેખું છું અને તે મને જુવે છે. ૩૦

જે યોગી ભેદ બુદ્ધિ છોડીને બધા પ્રાણીયોમાં વાસો કરનાર એવો જે હું ઇશ્વર તેને જે ભજે છે, તે યોગી બધી દશાઓમાં વહેવાર કરવા છતાં મારામાંજ છે. ૩૧

હે અર્જુન! જે પુરુષ પોતાનાં સુખ દુઃખના જેવાંજ બીજાનાં સુખ દુઃખને જુવે છે તે શ્રેષ્ઠ યોગી મનાય છે. ૩૨

અર્જુન કહે છે—હે મધુસુદન ! સમાન બુદ્ધિ વડે પ્રાપ્ત થતો એવો જે આ યોગ આપે કહ્યો તે મનની ચંચળતાને લીધે સ્થિર રહી શકશે, એમ મને લાગતું નથી. ૩૩

હે કૃષ્ણ ! એ મન દેખીતી રીતે બહુ જ ચંચળ, તોફાની, બલિષ્ટ અને વાયુને રોકવાની માફક તેને રોકવું ઘણું કઠણ છે, તેમ મારૂં માનવું છે. ૩૪

ભગવાન કહે છે—હે મહાબાહો ! મન ચંચળ છે તેનો નિગ્રહ કરવો એ દુર્ઘટ છે, તે બાબત કાંઈ પણ શંકા નથી. પણ અભ્યાસ અને વૈરાગ્યથી, હે કૌન્તેય ! તે પણ તાબામાં લઈ શકાય છે. ૩૫

અંતઃકરણ જેને વશ નથી તેવા પુરુષને યોગ પ્રાપ્ત થવો ઘણો કઠણ છે પણ અંતઃકરણને વશમાં રાખી પ્રયત્ન કરતાં કરતાં ઉપાય વડે યોગ પ્રાપ્ત થવો શકય છે. ૩૬

અર્જુન કહે છે—હે કૃષ્ણ ! શ્રદ્ધા હોય પણ પુરો યત્ન અથવા સંયમ થઇ શક્તો ન હોય, જેનું મન યોગથી ચલિત થયું હોય તે યોગ સિદ્ધિ પ્રાપ્ત ન કરતાં કઇ ગતિને પ્રાપ્ત થાય છે ! ૩૭

હે મહાબાહો ! બ્રહ્મપ્રાપ્તિના માર્ગમાં સ્થિર ન થવાથી ઉભય ભ્રષ્ટ થયેલો, છુટા પડી ગયેલા વાદળાની પેઠે વચમાંજ નાશ ન પામવાનો ? ૩૮

હે કૃષ્ણ ! મારી આ શંકા કૃપા કરી આપ દૂર કરો આપના જેવો આ સંશયનો ટાળનાર બીજો કોઇ મળનાર નથી. ૩૯

હે પાર્થ ! યોગથી ભ્રષ્ટ થયેલા પુરુષનો આલોક કે પરલોકમાં વિનાશ થતો નથી. શુભ કર્મ કરનાર કોઈ પુરુષને દુર્ગતિ થતી નથી. ૪૦

પુણ્ય કરનાર પુરુષને જે લોકની પ્રાપ્તી થાય છે તે લોક સુધી પહોંચી ત્યાં દીર્ઘકાળ સુધી રહી, એ યોગ્ય ભ્રષ્ટ પુરુષ પવિત્ર અને શ્રીમંત એવાં માબાપને પેટે અવતરે છે. ૪૧

અથવા આધ્યાત્મ વિદ્યાને જાણનાર યોગીઓના કુળમાં જ તેમનો જન્મ થાય છે, આવા પ્રકારનો જન્મ તે આ લોકમાં અત્યંત દુર્લભ છે. ૪૨

હે કુરુનંદન ! તે ભ્રષ્ટ યોગાભ્યાસી યોગીઓના કુળમાં ઉત્પન્ન થઇને પૂર્વ જન્મનો બુદ્ધિ સંસ્કાર તેને પ્રાપ્ત થાય છે. અને હે કુરુનંદન ! એ તેથી અધિક સિદ્ધિ મેળવવાનો યત્ન કરે છે. ૪૩

પૂર્વ જન્મના અભ્યાસથી અવશ્ય પોતાની ઇચ્છા ન હોય તોપણ તે પુણ્ય સિદ્ધિ તરફ ખેંચાય છે અથવા મોક્ષની પ્રાપ્તિ થાય છે. ૪૪

અત્યંત યત્નથી યોગાભ્યાસ કરવાવાળા પાપથી રહિત થઇને અનેક જન્મ પછી મોક્ષરૂપ પરમ ગતિને પામે છે. ૪૫

હે અર્જુન ! યોગી પુરુપ તપસ્વિથી અધિક છે, જ્ઞાનિયોથી પણ અધિક માનેલા છે. કર્મ કાંન્ડીથી પણ યોગી અધિક છે તેથી તું યોગી થા. ૪૬

જે યોગી પુરુષ પોતાની ચિત્તવૃત્તિને મારામાં પરોવીને શ્રદ્ધાથી મારૂં ભજન કરે છે, તેને જ હું ઉત્તમ સિદ્ધ થએલો યોગી સમજું છું. ૪૭

**અધ્યાય છઠો સમાપ્ત.**



# અધ્યાય સાતમો.

**मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।**
**असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥**

ભગવાન કહે છે હે અર્જુન ! મારામાં ચિત્ત રાખી મારો આશ્રય લઈ યોગાભ્યાસ કરનારા તને મારૂં જે રીતિ, એટલે જે પ્રકારે, પૂર્ણ અને નિઃસંશય જ્ઞાન થશે તે તને કહું છું તે સાંભળ. ૧

વિજ્ઞાન સહિત એ જ્ઞાન હું તને નિઃસંશયતાએ કહું છું. જે જાણ્યા પછી આ લોકમાં કાંઇ બીજું જાણવાનું તારે બાકી રહેશે નહિ. ૨

હજારો મનુષ્યોમાં કોઇ વિરલા જ સિદ્ધિ મેળવવા માટે યત્ન કરતા હશે, અને એ પ્રયત્ન કરનારા સિદ્ધ પુરુષોમાંના કોઇકને જ મારૂં ખરૂં સ્વરૂપ તત્વથી જણાય છે. ૩

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, ( એ પાંચ સૂક્ષ્મ ભૂત ) મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ મારી પ્રકૃત્તિ આઠ પ્રકારના ભેદવાળી છે. ૪

હે મહાબાહો ! આ પ્રકૃત્તિ અપરા એટલે નીચી પંક્તિની છે. તેના સિવાય પરા એટલે શ્રેષ્ઠ પંક્તિની જીવરૂપી મારી, એક બીજી પ્રકૃત્તિ છે, જેનાથી આ જગત ધારણ કરી રાખ્યું છે. ૫

આ બેમાંથી સર્વ ભૂત માત્ર ઉત્પન્ન થાય છે, એ નક્કી જાણો. હું સર્વ જગતનો પ્રભાવ છું, એટલે મૂળ છું, અને પ્રલય એટલે અંત છું. ૬

હે અર્જુન ! મારી પેલી પાસ બીજું કાંઈ નથી, દોરામાં જેમ અનેક મણી પરોવ્યા હોય તેમ આ બધું મારામાં પરોવાઈ રહ્યું છે. ૭

હે અર્જુન! હું જળમાં રસ છું, સૂર્ય ચંદ્રમાં જે તેજ છે તે હું છું, સર્વ વેદોમાં પ્રણવ જે ૐકાર તે હું છું, આકાશમાં શબ્દ હું છું, અને સર્વ પુરુષોમાં પુરુષત્વ તે હું છું. ૮

પૃથ્વીમાં પવિત્ર ગંધ હું છું, અગ્નિમાં તેજ હું છું, પ્રાણીયોમાં જીવન હું છું, ને તપસ્વીયોમાં તપ હું છું. ૯

હે પાર્થ ! સર્વ ભૂતોનું સનાતન બીજ તે હું એમ તું સમજ. બુદ્ધિમાન લોકોની બુદ્ધિ તે હું છું, તેજસ્વી પુરુષોનું તેજ તે હું છું. ૧૦

કામ તથા રાગથી રહિત રજ અને તમથી રહિત બળવાન પુરુષોનું બળ પણ હું છું. હે અર્જુન ! પ્રાણીયોમાં ધર્મની સાથે વિરોધ ન કરવાવાળો કામ તે પણ હું છું. ૧૧

જે કાંઈ સાત્વિક, રાજસ અને તામસ ભાવ એટલે પદાર્થ છે, તે બધા મારામાંથી નીપજેલા છે, એમ સમજ, પણ હું તેમાં નથી. તેઓ મારામાં છે તેમ ધ્યાનમાં રાખજે. ૧૨

આ ત્રણ પ્રકાર ( સત, રજ, તમ ) એ ત્રિગુણાત્મક પદાર્થોથી મોહીત થઇને આ સર્વ જગત, તેની પેલી તરફનો ( નિર્ગુણ ) મને જાણતા નથી. ૧૩

ગુણમયી એવી જે આ મારી દૈવી માયા કઠણતાથી તરી જવાય છે. એટલે જે મારૂં શરણ લે છે, તેજ એ માયાને તરી જાય છે. ૧૪

માયાએ જેનું જ્ઞાન હરી લીધું છે, તે મૂઢ અને દુષ્કર્મી નરાધમો આસુરી બુદ્ધિને આશ્રયે પડેલા મારે શરણે આવતા જ નથી. ૧૫

હે ભરત શ્રેષ્ઠ અર્જુન ! ચાર પ્રકારના પુણ્યવાન્ લોક મારૂં ભજન કરે છે. પીડાવાળા, મોક્ષની ઈચ્છાવાળા, ભોગસાધનની ઈચ્છાવાળા, જ્ઞાની અથવા આત્મવેત્તા. ૧૬

નિષ્કામ બુદ્ધિથી વર્તનાર અને અનન્યભાવે ભક્તિ કરનાર એવો જે જ્ઞાની તેની યોગ્યતા બધાના કરતાં વિશેષ છે. કારણ હું જ્ઞાનીને ઘણો જ વહાલો છું, અને જ્ઞાની મને ઘણો જ વહાલો છે. ૧૭

એ ચારે ભક્તો ઉદાર એટલે સારા છે, પણ તેમાં જ્ઞાની એ તો હું જ તે મારો આત્મા છે કારણયુક્ત ચિત્ત થઇને ઉત્તમોત્તમ ગતિરૂપ જે હું તેવા મારામાં તે સ્થિર થઇને રહેલો હોય છે. ૧૮

અનેક જન્મ વિત્યા બાદ જ્ઞાની મને પ્રાપ્ત થાય છે, આ બધું જગત્ વાસુદેવ છે, એનો અનુભવ પ્રાપ્ત કરીને જ્ઞાનવાન પુરુષ મને પ્રાપ્ત થાય છે. તેવા મહાત્મા અત્યંત દુર્લભ છે. ૧૯

પોતપોતાની પ્રકૃત્તિ નિયમો પ્રમાણે તે તે કામવાસનાથી ગાંડા થઈ ગયેલા લોકો તે તે ઉપાસના નિયમો પાળી બીજા દેવોના ભજનમાં લાગી જાય છે. ૨૦

જે જે ભક્ત જે જે રૂપની એટલે દેવતાની, શ્રદ્ધાથી ઉપાસના કરવા ઇચ્છે છે, તેની તેજ શ્રદ્ધા હું સ્થિર કરૂં છું. ૨૧

તે શ્રદ્ધાથી યુક્ત થઇ તે પુરુષ તે દેવતાનું આરાધન કરવા લાગી જાય છે, અને પછી મેંજ નિર્માણ કરેલાં કામ ફળ તેને મળે છે. ૨૨

તે દેવતાઓની પૂજાથી ઉત્પન્ન થએલાં જે ફળ તે થોડી બુદ્ધિ-વાળાને પ્રાપ્ત થાય છે, પણ તે ફળ નાશવાન છે, દેવતાઓની પૂજા કરનારા દેવતાઓને અને મારી પૂજા કરનારા મને પામે છે. ૨૩

મૂઢ લોકો મારૂં શ્રેષ્ઠ ઉત્તમોત્તમ અને અવ્યય સ્વરૂપ ન જાણતાં મને વ્યક્ત થએલો જાણે છે. ૨૪

હું મારી યોગરૂપ માયાથી આચ્છાદિત હોવાથી સર્વસ્વ સ્વરૂપે પ્રગટ દેખાતો નથી અજ હું છું અને અવ્યય છું, એવું મૂઢ લોક જાણતા નથી. ૨૫

હે અર્જુન ! હું ભૂત ભવિષ્ય વર્તમાન ત્રણે કાળમાં થવાવાળાં ભૂતો એટલે પ્રાણીયોને હું જાણું છું પણ મને કોઇ જાણતું નથી. ૨૬

હે શત્રુઓને તાપ દેનારા ભારત ! બધા પ્રાણીયોનાં સ્થુળ શરીરને ઉત્પન્ન થયાની પછી, ઇચ્છા અને દ્વેશથી ઉત્પન્ન થતાં સુખ દુ:ખથી બધા પ્રાણી મોહને પ્રાપ્ત થાય છે. ૨૭

પણ જે પુન્યશાળી લોકનાં પાપ નાશ પામેલાં છે, તે સુખ દુ:ખ અને મોહથી છુટીને દૃઢ નિશ્ચયથી મારૂં ભજન કરે છે. ૨૮

જે માણસો ઘડપણમાં અને મરણ વખતે છુટવા પ્રયત્ન કરે છે, તે મનુષ્ય તે પરબ્રહ્મ અંતરાત્મા અને બધા કર્મોને જાણે છે. ૨૯

જે અધિભૂત અધિદૈવ અને અધિયજ્ઞ એની સાથે એ સર્વ હું જ છું, એવા પ્રકારે મને જે જાણે છે, તે યુક્ત ચિત્ત હોવાથી મરણ સમયે પણ મને જાણે છે. ૩૦

અધ્યાય સાતમો સમાપ્ત.



# અધ્યાય આઠમો.

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥

અર્જુન કહે છે—હે પુરૂષોત્તમ ! તે બ્રહ્મ એટલે શું ? અધ્યાત્મ તે શું ? કર્મ શું ? અધિભૂત કોને કહેવું ? અને અધિદૈવત કોને કહેવું ? ૧

હે મધુસુદન ! આ દેહમાં અધિયજ્ઞ કેમ થાય છે, અને મરણ વખતે ચિત્તને નિયમમાં રાખનારા આપને કેવા પ્રકારે જાણી શકે છે. ૨

સર્વથી પરમ એવું જે અક્ષર એટલે કદી પણ નાશ ન પામે તેવું જે બ્રહ્મ કહેલું છે. પોતાનો મુળ સ્વભાવને અધ્યાત્મ કહે છે, ( જીવોના સ્વરૂપથી પ્રગટ થનારો ) આખા જગતની ઉત્પત્તિ અને વૃદ્ધિ કરનારા યાગ હોમ દાન આચરણને કર્મ કહે છે. ૩

હે દેહધારીયોમાં શ્રેષ્ઠ ! ઉત્પન્ન થએલાં સર્વ ભુતોની ક્ષર એટલે નામ રૂપાત્મક અને નાશવંત પદાર્થોને અધિભૂત કહે છે, અને તે પદાર્થોમાં જે પુરુષ એટલે સચેતન અધિષ્ટાતા તે અધિદૈવત, બધા દેહોમાં કર્મોનો પ્રેરક ફળદાતા અંતર્યામી અધિયજ્ઞ હું છું. ૪

જે પુરુષ અંતકાળમાં મારૂં સ્મરણ કરતો કરતો પોતાનો દેહ છોડે છે, તે મારા સ્વરૂપને પામે છે, તેમાં કાંઈ સંશય નથી. ૫

હે કુંતિપુત્ર ! સદા સર્વદા એટલે જન્મભર તેમાં રંગાઈ ગયાથી મનુષ્ય જે જે ભાવે સ્મરણ કરતો કરતો આખરે દેહ છોડે છે તે તે ભાવને તે અંતે પામે છે. ૬

તે માટે સર્વ કાળે મારૂંજ સ્મરણ કર, અને યુદ્ધ કર. મારામાં મન અને બુદ્ધિ અર્પણ કરીશ તો લડાઈ કરતાં છતાં પણ મનેજ પામીશ એમાં સંશય નથી. ૭

હે અર્જુન ! નિરંતર યોગાભ્યાસના ધ્યાનથી સ્થીર રહેનારા મનથી મારૂં ચિંતવન કરતા કરતા આ પુરુષો દિવ્ય પરમ કૃપાળુ પરમાત્માને પ્રાપ્ત થાય છે. ૮

કવિ, એટલે સર્વજ્ઞ, પુરાતન, સાસ્તા, નાનાથી પણ નાનો, સર્વનો આધાર ( સર્વનો કર્તા ) અચિંત્ય છે. રૂપ જેનું એવો અંધકારની પેલી પાસના સૂર્યના જેવો દેદીપ્યમાન એવો જે પુરુષ તેનું જે મનુષ્યસ્મરણ. ૯

અંતકાળે ( ઇંદ્રિય નિગ્રહ રૂપ ) યોગોના સામર્થ અને ભક્તિથી યુક્ત થઇને, મન સ્થિર કરીને, અને પ્રાણને બે ભમરો વચ્ચે બરાબર રાખીને, કરે. તે મનુષ્ય તેજ દિવ્ય પરમ પુરુષને પ્રાપ્ત થાય છે. ૧૦

વેદના જાણનારા જેને અવિનાશી કહે છે, રાગ રહિત સંન્યાસી જેમાં પ્રવેશ કરે છે, જેની ઇચ્છા કરી બ્રહ્મચર્ય વ્રતનું આચરણ કરે છે, તે પદ એટલે ૐકાર બ્રહ્મ હું તને સંક્ષેપમાં કહું છું, ૧૧

બધી ઇંદ્રિયોરૂપી દ્વારનો સંયમ કરી અને મનનો હ્રદયમાં નિરોધ કરી, પોતાના પ્રાણને મસ્તકમાં સ્થાપી સમાધિ યોગમાં સ્થિત થઈ યોગાભ્યાસ કરે છે, અથવા સમાધિ કરે છે. ૧૨

નિર્વીકાર બ્રહ્મનો જપ ૐકાર એકાક્ષર ને ઉચ્ચારતો ઉચ્ચારતો અને મારૂં સ્મરણ કરતો કરતો જે દેહ છોડે છે તે ઉત્તમ પદને પહોંચે છે. ૧૩

હે પાર્થ ! જે યોગી એકાગ્ર ચિત્તથી સદૈવ મારૂં જે સ્મરણ કરે છે અને નિરંતર સમાધાન યુક્ત છે તેને હું સહજ પ્રાપ્ત થાઉં છું. ૧૪

મને પ્રાપ્ત કરીને પરમ સિદ્ધિએ પહોંચેલા મહાત્માઓને દુઃખનું ઘર અને પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી. ૧૫

હે અર્જુન ! બ્રહ્મલોક સુદ્ધાં સ્વર્ગાદિ જે લોક છે, એ બધાની ઉત્પત્તિ અને વિનાશ છે. હે કૌંતેય ! મારામાં મળી જવાથી ફરી જન્મ થતો નથી. ૧૬

અહોરાત્ર એટલે શું તે તત્ત્વતઃ જાણનાર પુરુષો, કૃત–ત્રેતા–દ્વાપર અને કળિ એ ચાર યુગ મળી એક મહા યુગ અને એવા હજાર મહા યુગનો જે કાળ તે બ્રહ્મલોકનો એક દિવસ. અને તેવા જ હજાર યુગની તેમની એક રાત્રિ થાય છે, તેવું સમજે છે. ૧૭

આ બ્રહ્મદેવનો દિવસ શરૂ થતાં અવ્યક્તમાંથી સર્વ વ્યક્ત પદાર્થ નિર્માણ થાય છે, અને રાત્રિ શરૂ થતાં તેજ પુર્વોક્ત અવ્યક્તમાં લય પામે છે. ૧૮

હે પાર્થ ! ભૂતોનો તેજ સમુદાય આ પ્રમાણે પુનઃ પુનઃ થઈ થઈને અવસ્ય રાત્રિ આવતાં લય પામે છે અને દિવસ શરૂ થતાં પુનઃ જન્મ લે છે. ૧૯

પરંતુ આ ઉપર કહેલ અવ્યક્તથી પર એક સનાતન અવ્યક્ત ભાવ છે, જે સર્વભૂત નાશ પામતાં પણ નાશ પામતો નથી. ૨૦

અવ્યક્ત ભાવનેજ અક્ષર કહે છે. એને પરમ ગતિ કહે છે. જ્ઞાની લોકો ત્યાં પહોંચ્યા પછી પાછા આવતા નથી ( પુનર્જન્મ થતો નથી ) તે બધાથી ઉંચું મારૂં સ્થાન છે. ૨૧

હે પાર્થ ! જેના અંતરમાં સર્વ ભૂત માત્રનો નિવાસ છે જેણે આ સર્વ વિસ્તારેલું છે, તે પરમ પુરુષ અનન્ય ભક્તિવડેજ મેળવી શકાય છે. ૨૨

હે ભરત શ્રેષ્ઠ ! યોગી ક્યારે મરવાથી તેનો ફરી જન્મ થાય છે, અને ક્યારે મરવાથી તેનો જન્મ થતો નથી, તે વિષયમાં હવે હું તને કહું છું, તે સાંભળ. ૨૩

અગ્નિ, જ્યોતી, દીન, શુક્લપક્ષ ઉત્તરાયણના ૭ મહિનામાં કોઈ પણ માસમાં મૃત્યુ થાય તો બ્રહ્મજ્ઞાનિ યોગી બ્રહ્માને જઈને મળે છે. ૨૪

ધુમાડો, રાત્રી, કૃષ્ણપક્ષ, દક્ષિણાયન કે કોઈપણ માસમાં મરવાવાળો યોગી ચંદ્રલોકમાં જઈને ત્યાંનું સુખ ભોગવ્યા પછી ફરી મૃત્યુલોકમાં આવે છે. ( જન્મે છે ) ૨૫

આ જગતની બે ગતિ અર્થાત શુક્લ અને કૃષ્ણ હમેશાં છે. પહેલી ગતિને જાણનારા મોક્ષ પામે છે, અને બીજી ગતિને જાણનારાને પુનઃ જન્મ લેવો પડે છે. ૨૬

હે અર્જુન ! એ માર્ગોના જાણનાર કોઈ પણ યોગી મોહ નથી પામતા કારણ તું બધા કાળોમાં યોગી થા. ૨૭

આ બધું પુર્ણપણે સમજવાથી વેદ–યજ્ઞ–તપ અને દાનથી જે પુણ્યફળની પ્રાપ્તિ કહી છે, એનાથી અધિક ઉંચે જે આદ્યસ્થાન ત્યાં જઈ પહોંચે છે. ૨૮

## અધ્યાય આઠમો સમાપ્ત.



# અધ્યાય નવમો.

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥

ભગવાન અર્જુનને કહેવા લાગ્યા કે, હવે તું દોષદર્શિ નથી માટે ગુહ્યમાં ગુહ્ય એવું વિજ્ઞાનસહિત જે જ્ઞાન, જે જાણવાથી તું પાપથી મુક્ત થઇશ, તે હું તને કહું છું. ૧

આ જ્ઞાન બધી વિદ્યાઓનો રાજા, બધાં ગુપ્તોમાં ગુપ્ત અતિ ઉત્તમ, પવિત્ર, પ્રત્યક્ષ ફળરૂપ, ધાર્મિક મોટું સુખ આપવાવાળું અને અવિનાશી છે. ૨

હે અર્જુન! આ આત્મજ્ઞાનરૂપી ધર્મપર વિશ્વાસ ન રાખનારા મનુષ્ય મને પ્રાપ્ત કરતા નથી અને મૃત્યુ સંસારના માર્ગમાં ભ્રમણ કરે છે. ( મોક્ષ મળતો નથી ) ૩

મેં મારા અવ્યક્ત સ્વરૂપથી આ જગત્ વિસ્તાર્યું છે, મારામાં સર્વ ભૂત છે, હું તેમાં નથી. ૪

અને મારામાં સર્વ ભૂતો પણ નથી. જો એ કેવી મારી ઇશ્વરી કૃતિ કીંવા યોગ્ય સામર્થ છે? ભૂત માત્રને ઉત્પન્ન કરનાર મારો આત્મા ભૂતને ધારણ કરે છે પણ ભૂતમાં રહેતો નથી. ૫

સર્વત્ર વહન કરનાર મહાન વાયુ જે પ્રમાણે સર્વદા આકાશમાં હોય છે, તે પ્રમાણે સર્વ ભૂતો મારામાં છે, એમ તું ધાર. ૬

હે અર્જુન! કલ્પના અંતમાં સર્વ પ્રાણી મારી પ્રકૃતિમાં લય અને કલ્પના પ્રારંભમાં હું ફરી એમને ઉત્પન્ન કરૂં છું. ૭

હું મારી પ્રકૃતિનો આશ્રય લઇને પ્રકૃતિના તાબામાં ગયાથી પરતંત્ર થએલો આ ભૂત માત્ર સમુદાયને વારંવાર નિર્માણ કરૂં છું. ૮

હે ધનંજય ! આ સૃષ્ટિ નિર્માણ કરવાના કર્મમાં મારી આશક્તિ ન હોવાથી ઉદાસીન જેવો રહું છું, અને તેથી તે કર્મ મને બંધન કર્તા થતાં નથી. ૯

હું અધ્યક્ષ રહીને પ્રકૃતિથી સર્વ સચરાચર જગતને જન્મ અપાવું છું, અને એ કારણથી જગતની એ ગડભાંગ ચાલે છે. (પરીવર્તન થાય છે). ૧૦

મેં મનુષ્ય દેહ ધારણ કર્યો છે, તે કારણથી મુંઢ લોકો મારૂં ઇશ્વર તરીકેનું પરમ સ્વરૂપ તેને જાણતા નથી, કારણકે તેમને જ્ઞાન નથી કે બધા પ્રાણીયોનો હું ઇશ્વર છું. ૧૧

એ મુંઢોની આશા, કર્મ અને જ્ઞાન બધું વ્યર્થ છે. ચિત્ત ભ્રષ્ટ હોય છે, અને તેમને મોહાત્મક રાક્ષસી અને આસુરી સ્વભાવનો આશ્રય કરેલો હોય છે. ૧૨

પરંતુ દૈવી પ્રકૃતિનો આશ્રય કરીને રહેલા મહાત્માઓ, હે પાર્થ ! સર્વ ભુતનું અવ્યય અને આદિ સ્થાન જે હું, તે મને જાણીને અનન્ય ભાવથી મારૂં ભજન કરે છે. ૧૩

અને યત્નશીલ દ્રઢ વ્રત અને નિત્ય યોગ યુક્ત થતાં મારૂં સતત કિર્તન અને વંદન કરતાં ભક્તિથી મારી ઉપાસના કરે છે. ૧૪

સર્વતોમુખ જે હું તે મારા એકત્વથી એટલે અભેદ ભાવથી, પ્રથકત્વથી એટલે ભેદ ભાવથી, કીંવા બહુ પ્રકારે જ્ઞાન યજ્ઞથી યજન કરી બીજા કેટલાક ઉપાસના કરે છે. ૧૫

અગ્નિહોત્રાદિ શ્રૌતયજ્ઞ, તે હું છું; યજ્ઞ એટલે સ્માર્ત, તે પણ હું છું; સ્વધા એટલે શ્રાધમાં પિતૃઓને અર્પણ કરેલું અન્ન, તે પણ હું છું. યજ્ઞમાં બોલવાના મંત્ર હું છું, તેમજ ઘી હું છું, અને અગ્નિ હું છું, અને અગ્નિમાં હોમેલી આહુતિ પણ હું જ છું. ૧૬

આ જગત્‌નો હું પિતા છું, માતા, ધાતા, દાદા, જાણવા લાયક યોગ્ય વસ્તુ પવિત્ર વસ્તુ ૐ, રઘુવેદ, શામવેદ, અને યર્જુર વેદ હું જ છું. ૧૭

સર્વની ગતિ, સર્વનો ભર્તા, પોષણ કરનાર પ્રભુ, સાક્ષી, નિવાસ સ્થાન શરણુ અને મિત્ર, સર્વનાં પ્રભવ–પ્રલય અને સ્થિતિ, નિધાન અને અવ્યય બીજ હું છું. ૧૮

હું જ તપ છું, હું વરસાદ વરસાવું છું, અને વરસાદને પકડી રાખું છું, હું અમત છું તેમજ મૃત્યુ પણ છું; મત અને અસત તે પાણ હુંજ છું. ૧૯

ત્રણુ વેદ એટલે ઋક્, યજુર અને સામ એ ત્રણે વેદના કર્મ કરનારા, સોમપાન કરનારા, નિષ્પાપ પુરુષો મારૂં યજ્ઞથી પૂજન કરી સ્વર્ગલોકની પ્રાપ્તીને માટે પ્રાર્થના કરે છે, અને આ પુન્ય ફળનો ભાગ સ્વર્ગમાં પહોંચનાની સાથે દેવતાઓ દિવ્ય ઉપભોગ ભોગવે છે. ૨૦

તે વિશાળ સ્વર્ગલોકનો ઉપભોગ લઇને, પુણ્યનો ક્ષય થતાં પાછા પુનર્જન્મ લઈ મૃત્યુલોકમાં આવે છે, આ પ્રમાણે ત્રીધર્મ એટલે ત્રણુ વેદના યજ્ઞ યાગાદિ શ્રોતધર્મને પાળનારા, અને કામ ઉપભોગની અભિલાષા રાખનારા લોક સ્વર્ગની આવજાને પ્રાપ્ત થાય છે. ૨૧

જે પુરુષો અનન્ય ભક્તિભાવથી મારૂં ચિંતન કરતાં, મારી ઉપાસના કરે છે, તેવા નિત્ય યોગ યુક્ત પુરુષોના યોગ ક્ષેમનો બોજો હું ચલાવું છું. ૨૨

શ્રદ્ધાથી યુક્ત થઇને બીજા દેવતાઓના ભક્ત થઇ જેઓ યજન કરે છે, તે પણુ હે કુંતેય! વિધિપૂર્વક નહિ પણુ પરોક્ષ રીતે મારૂં જ યજન કરે છે. ૨૩

કારણુ કે સર્વ યજ્ઞનો સ્વામી અને ભોક્તા હું જ છું, પણુ તેમને મારૂં તત્વજ્ઞાન નથી તેથી તેઓ લપસી પડે છે. ૨૪

દેવનું વ્રત કરનારા દેવલોકમાં, પિતૃઓનું વ્રત કરનારા પિતૃલોકમાં, જુદાજુદા ભૂતની પૂજા કરનાર તે તે ભૂતયોનીમાં, જાય છે. અને મારૂં યજન કરનારા મને પ્રાપ્ત થાય છે. ૨૫

પાન, ફુલ, ફળ, કે યથાશક્તિ થોડું પાણી પણ, જે મને ભક્તિથી અર્પણ કરે છે, તે નિયત ચિત્તવાળા પુરુષની ભક્તિની તે ભેટ, હું આનંદથી સ્વિકારૂં છું. ૨૬

હે કુંતેય ! તું જે કર, જે ખાય, જે આહુતિ આપે, જે દાન કરે, જે તપ કરે, તે બધું મને અર્પણ કરે છે. ૨૭

આવી રીતે વર્તવાથી કર્મ કરવા છતાં, કર્મનાં શુભાશુભ ફળનાં જે નવાં બંધનો તેનાથી તું મુક્ત થઇશ, અને કર્મફળનો સંન્યાસ કરવાનો જે આ યોગ તેથી યુક્તાત્મા થતાં, એટલે શુદ્ધ અંતઃકરણવાળો થતાં, મુક્ત થઈ તું મને પહોંચીશ. ૨૮

હું સર્વ ભૂત માત્ર તરફ સરખો છું, મારે કોઇ દ્વેષનું પાત્ર નથી, કોઇ પ્રીતિનું પાત્ર નથી, તો જે મારૂં પ્રીતિથી ભજન કરે છે તેઓ મારામાં છે અને હું તેમનામાં છું. ૨૯

મોટો દુરાચારી કેમ નથી હોતો, પણ અનન્ય ભક્તિથી તે મારૂં ભજન કરે તો તેને સાધુ જ જાણવો. કારણ કે, તેની બુદ્ધિનો નિશ્ચય સારો થએલો છે. ૩૦

તે થોડી મુદતમાં ધર્માત્મા થશે અને નિત્ય શાન્તિને પામશે. હે કૌન્તેય ! આ મારો કોલ છે, કે મારો ભક્ત નાશ પામશે નહિ. ૩૧

કારણ હે અર્જુન ! મારો આશ્રય કરીને જે સ્ત્રીઓ, વૈશ્ય, શુદ્ર, આદિ પાપ યોની હોય છે તેઓ પણ પરમ ગતિને પામે છે. ૩૨

તો પછી પુણ્યવાન્ બ્રાહ્મણો અને રાજર્ષિયો ક્ષત્રિયો જે મારા ભક્તો હોય તેની તો વાતજ શી ? આ અનિત્ય અને અસુખ લોકમાં તું આવેલો છે માટે મારૂં ભજન કર. ૩૩

મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારૂં ભજન કર. મને નમસ્કાર કર. આ પ્રમાણે મત્પરાયણ થઈ તુ યોગ્ય યુક્ત થઈશ તો જ મને પ્રાપ્ત થઈશ. ૩૪

## અધ્યાય નવમો સમાપ્ત.



# અધ્યાય દશમો.

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

ભગવાન બોલ્યા કે:—હે અર્જુન ! તને બીજી ઉત્તમ વાત કહું છું તે સાંભળ. મારી વાતોમાં સંતોષ પામતો તને જોઇને તારા હિતની ખાતર હું મારી ઇચ્છાથી કહું છું. ૧

મારી ઉત્પત્તિ દેવોનાગણો અને મહર્ષિઓ પણ જાણતા નથી. કારણ, દેવોનો અને મહર્ષિઓનો પણ સર્વ પ્રકારે હુંજ આદિ કારણ છું. ૨

જે મને સમજે છે કે હું ઉત્પન્ન થવાવાળો નથી, હું અનાદિ અને બધા જગતનો મહા ઇશ્વર હું તેવુ સમજનારા જ્ઞાની થઇને બધા પાપોથી છુટી જાય છે. ૩

તે બુદ્ધિ, જ્ઞાન, સંમોહ, ક્ષમા, સત્ય, દમ, સમ, સુખ, દુઃખ, ભવ, ( ઉદ્દભવ ) અભાવ, ( નાશ ) ભય, અને અભય. ૪

અહિંસા, સમતા, તૃષ્ટિ, સંતોષ, તપ, દાન, યશ, અપયશ, વીગેરે અનેક પ્રકારના ભૂત માત્રના ભાવ મારામાંથી ઉત્પન્ન થાય છે. ૫

પ્રાચીન ભૃગુ વીગેરે સાત મહર્ષિ, અને સાવર્ણી આદિક ચાર મનુ. એ મારા ભાવથી યુક્ત, અને મારા સંકલ્પથી જન્મેલા છે, અને જેમનાથી જગતની આ બધી પ્રજા થઈ છે. ૬

મારી આ વિભૂતિ, એટલે આ વિસ્તાર, અને યોગ, એટલે આ વિસ્તાર કરવાની યુક્તિ અગર સામર્થ, તેનું તત્વ જે જાણે છે તેને સ્થિર જ્ઞાની સમજવો; તેમાં જરા પણ શક નથી. ૭

હું સર્વનું ઉત્પત્તિ સ્થાન છું, અને મારાથી સર્વ વસ્તુની પ્રવૃતિ છે, એ જાણી ડાહ્યા પુરુષો ભાવથી મારૂં ભજન કરે છે. ૮

જ્ઞાની પુરુષો મારામાં ચિત્ત લગાવી અને મારામાં જીવ રાખીને મારા વિષયનો બોધ કરતા રહે છે, તથા મારૂં ભજન કરતાં તેઓ સંતોષી થઇ મારામાં આનંદ માને છે. ૯

આ પ્રમાણે અહોનિશ યુક્ત એટલે તત્પર રહેતાં અને મારૂં ભજન પ્રીતિપૂર્વક કરનારા લોકોને, હું આ બુદ્ધિયોગ આપું છું. ( બુદ્ધિ આપું છું ) કે જેથી તે મારામાં આવીને મળી જાય છે. ૧૦

અને અંતે તેમના ઉપર દયા કરવાને માટે જ હું એમના આત્મ ભાવમાં એટલે અંતઃકરણમાં પ્રવેશ કરીને, તેજસ્વી તેમના મનમાં અજ્ઞાનથી ઉત્પન્ન થએલા અંધકારનો જ્ઞાનરૂપી દીવાથી નાશ કરૂં છું. ૧૧

અર્જુને કહ્યું કે હે કૃષ્ણ ! આપ શ્રેષ્ઠ પરમાત્મા પરબ્રહ્મ, પરમ ધામ, પરમતત્વ શાસ્વત પુરુષ, આદિ દેવ, અજન્મા અને સર્વવ્યાપી છો. ૧૨

આપને સર્વ ઋષિઓ, તેમજ દેવર્ષિ નારદ, અસિત, દેવલ અને વ્યાસ પણ એમજ કહે છે; અને આપ પોતે પણ મને એમજ કહો છો ૧૩

હે કેશવ ! આપ જે કહો છો તે બધું હું સત્ય માનું છું. હે ભગવાન ! દેવતા અને દૈત્ય પણ આપના સ્વરૂપને સમજતા નથી. ૧૪

હે પુરુષોત્તમ ! હે ભગવાન ! હે ભૂતેષ ! હે દેવોના દેવ ! હે જગતપતે ! હે પુરુષોત્તમ ! આપ આપને પોતાની શક્તિથી જાણી શકો છો; પણ આપની શક્તિને કોઈ જાણી શકતું નથી. ૧૫

તમારી જે આત્મ વિભૂતિયો છે તે વિભૂતિયોથી આપ આ જગતમાં વ્યાપી રહેલા છો, તે આપની દિવ્ય વિભૂતિઓ કૃપા કરીને મને કહો ! ૧૬

હે યોગિન્! સદા સર્વદા તમારૂં ધ્યાન કરૂં તો પણ હું તમોને શી રીતે જાણી શકુ ? હે ભગવાન ! કયા કયા પદાર્થોમાં આપનું ધ્યાન કરૂં ? ૧૭

હે જનાર્દન ! તમારો યોગ અને તમારી વિભૂતિયો મને ફરિ વિસ્તારીને કહો. કારણ આપનાં અમૃત સમાન મીઠાં વચન કેટલાંએ સાંભળુ તોપણ મને તૃપ્તીજ થતી નથી. ૧૮

ભગવાન કહે છે:—હે અર્જુન ! ભલે હું કહું છું, પણ મારી વિભૂતિયોનો અંત નથી તેથી તેમાંની મુખ્ય મુખ્ય તને કહું છું. ૧૯

હે ગુડાકેશ! સર્વ ભૂત પ્રાણી માત્રની અંદર રહેનારો જે આત્મા તે, હું છું; અને તે ભૂતોનો આદિ અને અંત તે પણ હું છું. ૨૦

બાર આદિત્યોમાં વિષ્ણુ હું છું, તેજસ્વીમાં કિરણવાળો સૂર્ય હું છું, મરૂતોમાં મરીચિ હું છું, અને નક્ષત્રમાં ચંદ્રમા હું છું. ૨૧

વેદોમાં સ્યામ વેદ હું છું, દેવતામાં ઈંદ્ર હું છું, ઇંદ્રિયોમાં મન હું છું, ભૂત માત્રમાં જે ચેતન છે તે હું છું. ૨૨

અગીઆર રુદ્રોમાં શંકર હું છું, યક્ષ અને રાક્ષસોમાં કુબેર હું છું. આઠ વસુઓમાં પાવક નામે અગ્નિ હું છું, સાત પહાડોમાં મેરૂ પર્વત હું છું. ૨૩

હે અર્જુન ! પુરોહિતોમાં જે બૃહસ્પતિ છે તે હું છું, સેનાપતિઓમાં કાર્તિક સ્વામી હું છું, જળાશયોમાં સાગર હું છું એમ સમજ. ૨૪

સાત મહર્ષિઓમાં ભૃગુ હું છું, વાણીમાં એકશબ્દી ૐ હું છું, યજ્ઞોમાં જપ યજ્ઞ હું છું: સ્થિર એટલે સ્થિર પદાર્થોમાં હિમાલય હું છું. ૨૫

સર્વ વૃક્ષોમાં પીપળો હું છું, દેવર્ષિઓમાં નારદ હું છું: ગાંધર્વોમાં ચિત્રરથ, સિદ્ધ પુરુષોમાં કપિલ મુની હું છું. ૨૬

ઘોડાઓમાં સમુદ્ર મંથન વખતે નીકળેલો ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો હું છું, ઉત્તમ હાથીઓમાં ઐરાવત હાથી હું છું, નરોમાં નરાધિપ જે રાજા તે હું છું. ૨૭

આ યુધોમાં વજ્ર તે હું છું, ગાયોમાં, કામધેનુ હું છું, પ્રજો ઉત્પાદન કરનાર કદર્પ ( કામદેવ ) તે પણ હું છું, અને સર્પોમાં વાસુકી હું છું ૨૮

નાગોમાં અનંત નામનો નાગ, જળદેવતાઓમાં વરૂણ–પિતૃઓમાં અર્યમા નામે પિતૃ, અને નિયમ ન કરનારાઓમાં યમ તે હું છુ. ૨૯

દૈત્યોમાં પ્રહલ્લાદ હું છું. ખાનારાઓમાં કાળ હું છું, અને પશુઓમાં સિંહ હું છું, પક્ષિઓમાં ગરૂડ તે હું છું. ૩૦

પવિત્ર કરવાવાળામાં વાયુ, શસ્ત્ર ધારીઓમાં રામ, જળચરોમાં મગર ( મકર ) અને નદીઓમાં ગંગા હું છું. ૩૧

હે અર્જુન ! સૃષ્ટિ માત્રનો આદિ અંત અને મધ્ય તે પણ હું છું, વિદ્યાઓમાં અધ્યાત્મ વિદ્યા તે હું છું અને વાદ કરનારાઓમાં વાદ હું છું. ૩૨

અક્ષરોમા અ કાર હું છું, સમાસોમાં દ્વંદ્વઃ સમાસ હું છું અક્ષયકાળ તે હું છું, અને બધાથી મોટો એટલે ચારે બાજુએ જેનાં મુખ છે એવા ધાતા ( બૃહ્મદેવ ) તે પણ હું છું. ૩૩

બધાંનો ક્ષય કરનાર મૃત્યુ હું છું, ભવિષ્યમાં ઉત્પન્ન થનારનું ઉદ્‌ભવસ્થાન તે પણ હું છું, સ્ત્રીઓમાં રહેલા અત્યંત ઉત્કૃષ્ટ ગુણો હું છું, તથા સ્મૃત્તિ–બુદ્ધિ–ધીરજ અને ક્ષમા હું છું. ૩૪

સામ વેદના મંત્રોમાં બૃહસ્યામઋચા તે હું છું, છંદોમાં ગાયત્રી છંદ તે હું છું, મહિનાઓમાં માગશર મહિનો તે હું છું, ઋતુઓમાં વસંતઋતુ તે હું છું. ૩૫

છળ કરનારાં દ્યૂત હું છું, તેજસ્વીઓનું તેજ હું છું, વિજયશાલી પુરુષોનો વિજય હું છું, અને નિશ્ચયી પુરુષોનો નિશ્ચય હું છું, સત્યવાન પુરુષોનું સત્વ હું છું. ૩૬

યાદવોમાં વાસુદેવ હું છું, પાંડવોમાં ધનંજય અર્જુન જે તું, તેજ હું પોતે છું, મુનીયોમાં વ્યાસ અને કવિયોમાં શુક્ર કવિ હું છું. ૩૭

દંડ ( શીક્ષા ) રાજ્યનીતિ અનુસાર કરે છે તે હું છું, જય ઇચ્છનારાની (સલાહ) નીતિ હું છું, ગુપ્ત વાતોમાં મૌન તે હું છું, જ્ઞાનીઓનું જ્ઞાન તે હું છું. ૩૮

હે અર્જુન ! સર્વ ભૂત માત્રનું બીજ તે પણ હું જ છું, એવું એક પણ ભૂત નથી કે જે મારા વિના થયું હોય. ૩૯

હે અર્જુન ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી, અને આટલો જે વિસ્તાર તને કહ્યો તે તો માત્ર દીગ્દર્શન છે. ૪૦

જે જે વસ્તુ વૈભવ, લક્ષ્મી અથવા પ્રભાવયુક્ત હોય, તે તે મારા તેજના અંશમાંથી ઉત્પન્ન થએલી છે એમ તું સમજ. ૪૧

અથવા હે અર્જુન ! તારે આ બધું જાણીને શું કામ છે ? હું મારા એક અંશથી આ બધું જગત્ ટકાવીને, વ્યાપીને રહ્યો છું. ૪૨

અધ્યાય દશમો સમાપ્ત.



# અધ્યાય અગીઆરમો.

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

અર્જુન કહે છેઃ—હે ભગવાન! આપે મારા ઉપર દયા કરી, અધ્યાત્મ સંજ્ઞક જે પરમ ગુહ્યની વાત કહી તેથી મારો ભ્રમ મટી ગયો. ૧

હે કમળપત્રાક્ષ! ભૂત માત્રની ઉત્પત્તિ અને લય તે પણ મે આપની પાસેથી વિસ્તારથી સાંભળ્યાં. તેવા જ આપનો મહિમા અવિનાશી છે તે પણ સાંભળ્યું. ૨

હે પરમેશ્વર! જે પ્રમાણે આપે આપનું સ્વરૂપ કહી બતાવ્યું, તે પ્રમાણેનું આપનું ઇશ્વરી શરીર જોવાની ઇચ્છા કરૂં છું. ૩

હે પ્રભુ! હે યોગેશ્વર! આ આપનું અવિનાસી સ્વરૂપ હું જોઇ શકુ છું, એવું જો આપ માનતા હોય તો હે યોગેશ્વર! મને દર્શન કરાવો. ૪

શ્રી ભગવાને કહ્યુંઃ—હે પાર્થ! અનેક પ્રકારનાં તથા અનેક રંગનાં અને આકારનાં એવાં આ સેંકડો અથવા હજારો રૂપો જો. ૫

હે ભારત! બાર આદિત્યો, આઠ વસુઓ, અગીયાર રુદ્રો, બે અશ્વિનિ કુમારો, ઓગણપચાસ મરુત અને કોઇ વખત ન જોએલું એવુ અદ્દભૂત ચમત્કારી મારા રૂપમાં જો. ૬

હે ગુડાકેશ ! ચર અને અચર સહિત આ બધું જગત્ અને બીજું પણ જે કાંઈ જોવાની તને ઇચ્છા હોય, તે મારા આ વિશ્વરૂપદર્શન દેહમાં તું જોઇ લે. ૭

પરંતુ તારી આજ આંખ તું મને જોઇ શકે તેમ નથી, હું તને દિવ્ય ચક્ષુ આપું છું, તેથી તું મારા ઇશ્વરી યોગ એટલે મારી ઇશ્વરી શક્તિ જો. ૮

સંજય ધૃતરાષ્ટ્ર રાજાને કહે છે:–હે રાજન! પછી મહા યોગેશ્વર એવા હરિએ, અર્જુનને પોતાનું શ્રેષ્ઠ ઇશ્વરી રૂપ એટલે વિશ્વરૂપ દેખાડયું. ૯

એ વિશ્વરૂપને, અનેક મુખ, અનેક આંખો હતી, અને તેમાં અનેક અદ્ભુત દેખાવો દેખાતા હતા. અનેક ઇશ્વરીય આભૂપણ અને અનેક શસ્ત્રો તૈયાર હતાં. ૧૦

જેના શરીર ઉપર દિવ્ય પુષ્પો અને વસ્ત્રો છે, એવા દેવને દિવ્ય ગંધનું લેપન કરેલું છે, એવી રીતે આશ્ચર્યથી ભરપુર એવા સર્વમુખી ઇશ્વરને અર્જુને જોયા. ૧૧

આકાશમાં એક હજાર સૂર્યોનો ઉદય થાય, તો તે ભગવાનના તેજની બરોબરી કંઈક દેખાય. ૧૨

એ વખતે અર્જુને જોયું કે આ દેવાધિ દેવના શરીરમાં બધું જગત્ એકત્ર થયેલું જોયું. ૧૩

એ વખતે અર્જુન આશ્ચર્યથી છક થઈ ગયા, અને એમના રૂવાટાં ઉભાં થયાં. અને મસ્તક નમાવી હાથ જોડી તે આ પ્રમાણે બોલ્યા. ૧૪

અર્જુન બોલ્યા:—હે દેવ ! આપના શરીરમાં હું સર્વ દેવોને તથા નાના પ્રકારના ભુતોના સમુદાયને હું જોઉં છું; કમળના આશન ઉપર બેઠેલા સર્વ દેવના સ્વામિ એવા બ્રહ્માને, સર્વ ઋષિઓને અને દિવ્ય સર્પોને પણ જોઉં છું. ૧૫

હે વિશ્વેશ્વર ! હે વિશ્વરૂપ ! આપનાં અનેક હાથ, અનેક ઉદર, અનેક મુખ, અને અનેક નેત્રવાળા, અનંત રૂપ એવા આપને ચારે તરફ જોઉ છું, પરંતુ હે વિશ્વેશ્વર ! હે વિશ્વરૂપ ! આપનો અંત, તેમ મધ્ય કે આદિ સુદ્ધાંત મને કોઇ ઠેકાણે દેખાતાં નથી. ૧૬

હે ભગવાન ! હું જોઉં છું કે આપના મસ્તક પર મુકુટ, હાથમાં ગદા, ને ચક્ર છે, ચારે બાજુ ઝળ ઝળાટ કરી નાંખી તેજ તેજનો અંબાર, આંખને આંજી નાખવાથી સામુ ન જોઈ શકાય. તેવા ચારે બાજુથી સળગેલા અગ્નિ અને સૂર્યના જેવા પ્રકાશવાળા, જેનું માપ લેવાતું નથી. ૧૭

હે પ્રભુ ! જાણવા જેવું અક્ષરબ્રહ્મ આપ છો, આ જગતનો છેવટનો આધાર અને સનાતન ધર્મના રક્ષણ કરનારા આપજ છો એમ હું માનું છું. ૧૮

હે પ્રભુ ! જેનો આદિ મધ્ય કે અંત નથી, આપની શક્તિનો અંત નથી. જેને અનંત હાથ છે, ચંદ્ર સૂર્ય જેવાં નેત્ર (આંખો) છે, સળગેલા અગ્નિ જેવું મુખ છે, એવા અનંત શક્તિવાળા આપ પોતાના તેજથી આ આખા વિશ્વને તપાવનાર છો. ૧૯

હે મહાત્મન ! આકાશ ને પૃથ્વી વચ્ચેનું આ આખું અંતર અને બધી દિશાઓ એ બધું આપના એકલાથી વ્યાપ્ત છે; આપનું આ અદ્‌ભૂત અને ઉગ્ર સ્વરૂપ જોઇને આ ત્રણે લોક ભયભિત થઈ રહ્યા છે. ૨૦

હે પ્રભુ ! દેવતાઓના સમૂહ ( ભૂમીનો ભાર ઉતારવા માટે આપનો અંશ રૂપે અવતરેલા બધા ક્ષત્રિયો) આપના રૂપમાં પેસતા રહે છે, અને કેટલાક બીકણુ તો બીકને લીધે હાથ જોડીને પ્રાર્થના કરે છે, મહર્ષિ અને સિદ્ધ પુરુષો નાગણુ "સ્વસ્તિ" એવી રીતે બોલતા બોલતા ઘણાં સ્તોત્રોથી આપની પ્રાર્થના કરે છે. ૨૧

હે પ્રભુ રુદ્ર–આદિત્ય–વસુ અને જે સાધ્યગણ તે વિશ્વદેવો–એ અશ્વિનીકુમારો–મરૂત–પિતૃઓ અને ગાંધર્વ–યક્ષ–રાક્ષસ અને સિદ્ધોનાં ટોળાંને ટોળાં વિસ્મય પામીને આપના રૂપને જોઇ રહ્યા છે. ૨૨

હે મહાબાહો ! આપનું આ ઘણાં મુખવાળું, ઘણી આંખોવાળું, ઘણા હાથવાળું, ઘણી જાંગ ને ઘણા પગવાળું, ઘણાં પેટવાળું, ઘણી દાઢોના લીધે વિકાળ દેખાતું, આવું આપનું આ જંગી રૂપ ( યુદ્ધમાં વિકાળ રૂપ દેખાય છે ) જોઇને આ તમામ લોકો ભયભિત થઇ ગયા છે, ને હું પણ ગભરાઉં છું. ૨૩

હે વિષ્ણુ ! આપ પૃથ્વીથી આકાશ સુધી અડેલા, ઝળ ઝળાટ અનેક રંગવાળા, પહોળા મુખવાળા, ઝળ હળતાં વિશાળ નેત્રવાળા, આપને જોઇ મારો જીવ મુઝાય છે. મારી ધીરજ જતી રહી છે, મને શાંતિ પણ થતી નથી. ૨૪

હે દેવાધિ દેવ ! હે જગન્નાથ ! પ્રલય વખતના અગ્નિના જેવાં દેખાતાં પ્રદિપ્ત અને ભયંકર દાઢોના સબબે આપનું મુખ જોઇને હું દિશાઓનું ભાન ભૂલી ગયો છું મને ચેન પડતું નથી, તેથી હવે આપ મારા ઉપર કૃપા કરો. ૨૫

હે ભગવાન ! આ ધૃતરાષ્ટ્રના બધા પુત્રો, આ રાજાઓના સંઘ, ભીષ્મ–દ્રોણ–કર્ણ તેમજ આપણા સૈન્યમાંના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ સાથે છે. ૨૬

આપનાં ભયંકર દાઢોને લીધે વિકાળ દેખાતા મુખોમાં પડાપડી કરીને પેસે છે. તેમાં કેટલાક આપના દાંતોની વચ્ચે અને દાઢોની નીચે આવવાથી તેમના માથાના ચુરે ચુરા થઇ ગયેલા મને જણાય છે. ૨૭

જેમ નદિઓના મોટા મોટા પ્રવાહ, સમુદ્ર તરફ દોડતા જાય છે, તેવી રીતે આ મૃત્યુલોકના વીર પુરુષો આપનાં ધગધગતાં મુખમાં પ્રવેશ કરે છે. ૨૮

જેમ સળગતા અગ્નિમાં પતંગીયાં પોતાના નાશના માટે ( અ-જ્ઞાનતાના કારણથી ) પડે છે, તેમ આ વીરો પણ ઘણા વેગથી નાશને માટે જ આપના મુખમાં પ્રવેશ કરે છે. ૨૯

હે વિષ્ણુ ! બધી તરફથી આપનાં જાજ્વલ્યમાન ( ભડકા સળગે છે એવાં) મુખમાં કોળીયો કરી નાખતાં (બધા યોદ્ધાઓને દાંતો વચ્ચે પકડીને) પછી આપ આપની જીભથી ચાટો છો તેવા દેખાઓ છો. આવી ક્રૂરતાનો આપનામાં સંપૂર્ણ પ્રકાશ થતાં તે ચારે બાજુ તપી રહી છે. ૩૦

હે પ્રભુ ! આપને નમસ્કાર કરૂં છું, આપ મારા ઉપર પ્રસન્ન થાઓ, આપે આ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે તે આપ કોણ છો ? આપ આદ્ય પુરુષ છો એટલા માટે હું આપને વિશેષ જાણવા ચાહું છું આપનો હેતુ મને સમજાતો નથી કે આ શું છે ? ૩૧

શ્રી ભગવાન કહે છે હું જગતનો ક્ષય કરવાવાળો અને વૃદ્ધિ પામેલો "કાળ" છું; અને આ સૈન્યોનો સંહાર કરવા હું અહિં તૈયાર છું. બને સૈન્યમાં જે યોદ્ધા છે તેમને તું નહિ મારે તો પણ, તે બચવાના નથી. ૩૨

માટે તું ઊઠ ઉભો થા. જીત કરીને જશ મેળવ, અને આબાદીવાળું રાજ ભોગવ. આ બધાને મેં મોતના પંજામાં સપડાવી મારી રાખેલા છે, તારે તો કેવળ નિમિત્ત માટે જ ઉભા થવાનું છે. ૩૩

દ્રોણુ–ભીષ્મ–જયદ્રથ–કર્ણ તેમજ મોટા પરાક્રમી વીર યોદ્ધાઓને મેં પહેલેથી મારી મૂકેલા છે; હવે તું એમને માર. ઉદાસ ન થા, યુદ્ધ કર, રણમાં તું શત્રુઓને જીતીશ. ૩૪

સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું, શ્રી કૃષ્ણનાં આવાં વચન સાંભળી, અત્યંત ગાભરો થએલો અર્જુન ગળગળા કંઠથી હાથ જોડીને ધ્રુજતો ધ્રુજતો, શ્રી કૃષ્ણને નમસ્કાર કરી, ફરીને બોલ્યો. ૩૫

હે હૃષીકેશ ! આપના ગુણો અને કીર્તિથી બધું જગત્ આનંદમય થઇ રહ્યું છે, અને અનુરંજન કરી રહ્યા છે, તેવીજ રીતે રાક્ષસ ગણ ડરીને ચારે તરફ નાશી જાય છે, અને સિદ્ધોના સંઘો આપને જ નમસ્કાર કરે છે, તે બધું યોગ્ય જ છે. ૩૬

હે મહાત્મન ! બ્રહ્મ દેવના પણ આદિ કારણ, અને તેના કરતાં પણ શ્રેષ્ઠ એવા જે આપ તો પછી આપને તેઓ શા માટે નમન ન કરે ? ૩૭

આપ આદિ દેવ, પુરાતન પુરુષ છો, વિશ્વના લયસ્થાન જ્ઞાતા અને જ્ઞેય છો, અને પરંપદ છો, હે અનંત સ્વરૂપ ! આપનાથી આ જગત્ વિસ્તારેલું અથવા વ્યાપેલું છે. ૩૮

વાયુ–યમ–અગ્નિ–વરુણ–ચંદ્ર–બ્રહ્મદેવ અને પ્રપિતામહ પણ આપજ છો; આપને એક હજારવાર નમસ્કાર છે, અને ફરી વારંવાર નમસ્કાર કરૂં છું. ૩૯

આપને સામેથી નમસ્કાર પાછળથી નમસ્કાર, સર્વસ્વરૂપ પરમેશ્વર ! સર્વ બાજુએથી આપને નમસ્કાર હો ! આપની શક્તિ અનંત છે. આપનું પરાક્રમ અતુલ્ય છે, અને આપ સર્વને પુરા પડો તેવા છો તેથી આપ સર્વસ્વરૂપ છો. ૪૦

હે પ્રભુ ! આપનો આ મહિમા જાણ્યા વિના, મેં આપને મિત્ર સમજી હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! એવી રીતે ભૂલમાં અથવા મશ્કરીમાં જે કાંઇ કહ્યું હોય, તે પ્રેમભાવે કહેલું છે એમ સમજવું. ૪૧

હે અચ્યુત ! રમવામાં–સુવામાં–બેસવામાં–ખાવામાં એકલા હો ત્યારે કે બીજા સમક્ષ, મેં આપનું કાંઈ મશ્કરીમાં અપમાન કર્યું હોય તો તેના માટે હું આપ અનંત રૂપની પ્રાર્થના કરૂં છું કે આપ મને ક્ષમા કરો. ૪૨

આપના કરતાં કાંઈ બીજી ઉપમા નથી, આપ આ ચરાચર જગતને ઉત્પન્ન કરનારા છો, શ્રેષ્ઠ છો અને પૂજ્ય ગુરુ છો. આપના જેવો ત્રિલોકમાં બીજો કોઇ નથી. ૪૩

એટલા માટે. આપને સાષ્ટાંગ નમન કરીને પ્રાર્થના કરૂં છું કે આપ પ્રસંશનિય અને સામર્થવાન છો, તેથી મારા પર પ્રસન્ન થાઓ. આપ મારા અપરાધ ક્ષમા કરો. જેવી રીતે પિતા પુત્રનો અપરાધ, મિત્ર પોતાના મિત્રનો અપરાધ, જેમ ક્ષમા કરે છે તેમ હે દેવ ! આપ પણ મારા સર્વ અપરાધ ક્ષમા કરો. ૪૪

હે દેવાધિ દેવ ! હે જગન્નિવાસ ! જે પહેલાં કદી નહિ જોએલું એવું આ આપનું રૂપ જોઇને મને આનંદ થાય છે, છતાં ભયથી મારૂં મન આકુળ વ્યાકુળ થઇ રહ્યું છે: તેથી હે પરમેશ્વર ! કૃપા કરો અને આપનું મૂળ ખરૂં સ્વરૂપ હવે મને દેખાડો. ૪૫

હે સહસ્ત્રબાહો ! હે વિશ્વમૂર્તે ! આપના માથે મુકટ, અને આપના હાથમાં ગદા અને ચક્ર ધારણ કરેલાં એવા આપને અગાઉ જેવા જોવાની મારી મરજી છે. એટલા માટે આપ આપનું ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કરો. ૪૬

શ્રી ભગવાન અર્જુનને કહે છે કે—હે અર્જુન ! તારા સિવાય બીજા કોઇને ન દેખાડેલું એવું મારૂં તેજોમય, અનંત, આદ્ય અને પરમ સ્વરૂપ મારા યોગબળે મેં તને બતાવ્યું છે. ૪૭

હે કુરૂશ્રેષ્ઠ ! વેદથી, યજ્ઞથી, અધ્યનથી, દાનથી, કર્મથી અથવા ઉગ્ર તપથી મારૂં આ પ્રકારનું સ્વરૂપ તારા સિવાય બીજા કોઇને આ મનુષ્ય લોકમાં જોવા મળે તે શક્ય નથી. ૪૮

હે અર્જુન ! આવું મારૂં ઘોર સ્વરુપ જોઇને બીવું નહિ, અને ગભરાવું નહિ. ભયને છોડીને મનને પ્રસન્ન કરી, ફરીને તે રૂપને સારી રીતે જો. ૪૯

સંજયે કહ્યું આ પ્રમાણે કહી, અર્જુનને શ્રી કૃષ્ણે પોતાનું પુર્વનું સ્વરૂપ બતાવ્યું; અને ભયભિત થએલા અર્જુનને આશ્વાસન કર્યું, અને હિમત આપી. ૫૦

અર્જુન શ્રી કૃષ્ણને કહે છે કે. હે કૃષ્ણ ! આપનું આ સૌમ્ય ને મનુષ્યદેહધારી રૂપ જોઇને હવે મારૂં મન ઠેકાણે આવ્યું છે, અને મારૂં મન પ્રથમ જેવું થયું છે. ૫૧

શ્રી ભગવાન કહે છે, હે અર્જુન ! જોઇ ન શકાય તેવું જે આ મારૂં રૂપ તને દેખાડયું, દેવ પણ આ રૂપ જોવાની હમેશાં ઇચ્છા રાખે છે.

હે અર્જુન ! જેવાં મારાં દર્શન તને થયાં છે તેવાં વેદાધ્યન કરનારને, તપ કરનારને, દાન કરનારને. અથવા યજ્ઞ કરનાર વગેરે કોઇને થયાં નથી. ૫૩

હે પરંતપ ! કેવળ અનન્ય ભક્તિ કરવાથી જ મારૂં જ્ઞાન થવું, અને મારામાં તત્વથી પ્રવેશ કરવો, એ શકય છે. ૫૪

હે અર્જુન ! મારો ભકત એવો હોવો જોઇએ કે, સર્વ કર્મ મારાં એટલે પરમેશ્વરનાં છે, એવી બુદ્ધિથી કર્મ કરનાર, નિરઉદ્રવી રહેનાર, અને પ્રાણી માત્રમાં પ્રીતી રાખી દુશ્મનાવટ ન કરનાર, વિષયસંગનો ત્યાગ કરનાર હોય તેજ મને પ્રાપ્ત થાય છે. ૫૫

અધ્યાય અગ્યારમો સમાપ્ત.



# અધ્યાય બારમો.

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

અર્જુને કહ્યું–હે દેવ ! આ પ્રમાણે હમેશાં યોગયુક્ત રહેનાર, એવા જે આપના ભક્તો આપની ઉપાસના કરે છે, તે એક તો આપના સગુણરૂપની ઉપાસના કરે છે, અને બીજા આપના નિરાકાર અને અવિનાશી બ્રહ્મની ઉપાસના કરે છે, તે બેમાંથી ઉત્તમ યોગવેત્તા કોને માનવા? ૧

હે અર્જુન ! મારામાં પોતાના મનને હમેશાં રાખીને, અતિ ઉચ્ચ શ્રદ્ધા સાથે મારી ઉપાસના કરે છે; તેઓ મારા મત પ્રમાણે ઉત્તમ યોગી છે. ૨

પણ જેનો નિર્દેશ કરી શકાતો નથી તે અવ્યક્ત, સર્વવ્યાપી, અચિંત્ય, અને કુટસ્થ, એટલે સર્વના મૂળમાં રહેલા, અચળ અને ધ્રુવ, એવા બ્રહ્મની ઉપાસના. ૩

સર્વ ઇંદ્રિયોનો સંયમ કરીને, સર્વત્ર સમબુદ્ધિ રાખીને કરે છે તે સર્વ ભૂત માત્રના હિતમાં રચ્યા પચ્યા રહેલા લોક પણ મનેજ પ્રાપ્ત થાય છે. ૪

નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરનારાને તે માર્ગ ઘણા કષ્ટથી સિદ્ધ થાય છે. ૫

જે મારામાં સર્વ કર્મનો સંન્યાસ કરી, એટલે મને સર્વ કર્મ અર્પણ કરી, મારા પરાયણ થઈ, અત્યંત યોગથી મારૂં ધ્યાન કરતા કરતા મને ભજે છે. ૬

હે પાર્થ ! મારામાં જેમણે પોતાનું ચિત્ત પોરવ્યું છે, એવા ભક્તોનો આ જન્મ મરણ રૂપ સંસાર સમુદ્રમાંથી જલદી ઉદ્ધાર કરૂં છું. ૭

હે અર્જુન ! મારામાંજ તારૂં મન રાખ, મારામાં તારી બુદ્ધિને સ્થિર કર, આથી તું મારામાંજ નિવાસ કરીશ એમાં સંશય નથી. ૮

હે અર્જુન ! હવે જો તું તારા ચિત્તને મારામાં સ્થિર ન કરી શકે; તો અભ્યાસના યોગથી એટલે ફરી ફરી અભ્યાસરૂપી સમાધિયોગ વડે મને પ્રાપ્ત કરવાની તું ઉમેદ રાખ. ૯

અને અભ્યાસ કરવાને પણ તું જો અસમર્થ હોય, તો મારી પ્રાપ્તિ માટે જ્ઞાન–ધ્યાન–પૂજન કરતો જા. મારા અર્થે કર્મ કરવાથી તું મોક્ષ પામીશ. ૧૦

અને તે કરવા પણ તું અસંમર્થ હોય, તો આત્મ સંયમ કરતાં કરતાં સર્વ કર્મોના ફળનો ત્યાગ કર. ૧૧

અભ્યાસ કરતાં જ્ઞાન વધારે સારૂં છે, જ્ઞાન કરતાં ધ્યાન અધિક યોગ્યતાવાળું છે, અને ધ્યાન કરતાં પણ સર્વે કર્મોના ફળનો ત્યાગ કરવાથી તરત જ શાન્તિ પ્રાપ્ત થાય છે. ૧૨

જે કોઇનો દ્વેશ કરતો નથી, સર્વ ભૂત માત્રની સાથે મિત્ર ભાવથી અને વળી કૃપાળુપણાથી વર્તનાર, તેમજ જેનાં મમત્વબુદ્ધિ ને અહંકાર છુટેલાં છે, તથા સુખ દુઃખને સમાન ગણ્યાં છે, તેજ ક્ષમાવાન છે. ૧૩

જે સદા સંતોષિ છે, સ્થિર ચિત્ત છે, અને મનને સંયમમાં રાખનારો છે, અને જેનો દૃઢ નિશ્ચય છે, અને જેનું મન અને બુદ્ધિ મારામાં અર્પણ કરી છે, એવો જે મારો ભક્ત છે, તે મને ઘણો જ પ્રિય છે. ૧૪

જેનાથી લોકને કંટાળો થતો નથી, તેમજ જે લોકને કંટાળો આપતો નથી, તેમજ હર્ષ, ક્રોધ, ભય, ઉદ્વેગ ( તકલીફ ) થી છુટો છે, તેજ મને પ્યારો ( વહાલો ) છે. ૧૫

જે મારો ભકત નિસ્પૃહી, અંદર બાહેરથી પવિત્ર, ચતુર, કોઇનાથી સંબંધ ન રાખનાર, નિર્ભય, અને કોઈ પણ કાર્યમાં ફળની ઇચ્છા ન રાખનારો છે, તેજ મને પ્રિય છે. ૧૬

જે કશામાં આનંદ માનતો નથી, જે કશાનો દ્વેશ કરતો નથી, જે કશાનો શોક કરતો નથી, જે કશાની ઇચ્છા કરતો નથી, એવો જે મારો ભકત તે મને પ્રિય છે. ૧૭

શત્રુ અને મિત્ર, તેમજ માન અને અપમાન, શીત અને ઉષ્ણ, સુખ અને દુઃખ, એ જેને સરખાં છે, તેને કશામાં આશક્તિ નથી. ૧૮

જે સ્તુતિ ને નિંદાને એક સરખી માને છે, જેને મૌન ધારણ કરેલુ છે, જેને કાંઇ મળે તેમાં જ સતોષ માને છે, જેનું ચિત્ત સ્થિર થએલું છે, એવા માણસો મારી ભક્તિ કરે છે, તેજ મને પ્રિય છે. ૧૯

પરંતુ મારા ઉપર વિશ્વાસ રાખીને મારા પરાયણ થઇ શ્રદ્ધાથી જે કર્મ આચરે છે, તે મારા ભકતો મને અતિષય પ્રિય છે. ૨૦

અધ્યાય બારમો સમાપ્ત.



# અધ્યાય તેરમો.

**इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥**

ભગવાન બોલ્યા—હે અર્જુન! આ શરીરનેજ "ક્ષેત્ર" કહે છે, અને એ જે જાણે છે; તેને આ શાસ્ત્રને જાણનારા "ક્ષેત્રજ્ઞ" કહે છે. ૧

હે અર્જુન! મારો મત એવો છે કે સર્વ ક્ષેત્રોમાં હું ક્ષેત્રજ્ઞ છું. જેને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન કહે છે, તે મારૂં પરમેશ્વરનું જ્ઞાન છે, એવું તું જાણ. ૨

ક્ષેત્ર એટલે શું? તે કેવા પ્રકારનું છે? તેના વિકારો શા છે? તેમાં વિકાર શું થાય છે; વળી તે "ક્ષેત્રજ્ઞ" કોણ છે? અને તેનો શો પ્રભાવ છે? તે ટુંકમાં કહું છું, તે સાંભળ. ૩

બહુ પ્રકારે, જુદા જુદા છંદોમાં જુદા જુદા અનેક ઋષિઓએ ગાયેલું છે, અને કાર્ય કારણરૂપ હેતુ બતાવી પુર્ણ રીતે નિશ્ચિત્ત કરેલાં બ્રહ્મસુત્રોનાં પદોથી પણ આ વિષય ગવાએલો છે. ૪

પાંચ મહાભૂત અને પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો અને બુદ્ધિ એ સુક્ષ્મ પ્રકૃતિ જે ગુરુરૂપે છે તેનાથી પરમેશ્વરનું જ્ઞાન થાય છે. ૫

ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતના, અને ધિરજ, આ વિકારો છે, તેનાથી આ શરિર યુક્ત છે, તે સંક્ષેપમાં કહું છું. ૬

ધર્મના કામમાં અમાનીપણું, તથા દંભ ન કરવો, બીજાને પીડા (અહીંસા) ન કરવી, શાન્તિ રાખવી. સરળ સ્વભાવથી રહેવું, આચાર્યની સેવા કરવી, શરીર ને અંતઃકરણ શુદ્ધ રાખવાં, મનને બધી તરફથી ખેંચીને ઇશ્વરપરાયણ રાખવું. ૭

ઇન્દ્રિયોના વિષયમાં વૈરાગ (વિરક્તતા) તેમજ અહંકારનો અભાવ, અને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ એ આપણી પાછળ લાગેલા દોષો છે, એવી બુદ્ધિ થવી, ૮

વળી કર્મમાં આસક્તતા રાખવી નહિ, ઘરબાર, પુત્ર, સ્ત્રીમાં મોહ રહિત રહેવું, ઇષ્ટ અને અનિષ્ટ (ભલુબુરૂ) પ્રાપ્ત થાય તો તેમાં હમેશાં ચિત્તનું સમાધાન રહેવું તે, ૯

અને મારામાં અનન્ય યોગ પ્રાપ્ત થાય તેવી એકાગ્રચિત્તથી ભક્તિ, આરાધના કરે, એકાન્તમાં રહેવાની પ્રીતી કરે, ૧૦

અને અધ્યાત્મ જ્ઞાનમાં નિત્ય બુદ્ધિ, અને તત્વજ્ઞાનના સિદ્ધાંતોનું જાણવું, તેને જ્ઞાન કહે છે. તે સિવાય બીજું તે અજ્ઞાન છે. ૧૧

જે જાણવાથી મોક્ષ મળે છે, તે હું તને કહું છું, તે અનાદિ બધાથી ઉંચું બ્રહ્મ છે. તે સત્ અથવા અસત્ કહી શકાતું નથી. ૧૨

તેને સર્વ દિશામાં હાથ પગ છે, સર્વ દિશામાં આંખો, માથું, ને મુખ પણ છે; સર્વ દિશામાં તેને વળી કાન પણ છે; અને તે સર્વ વ્યાપિ છે. ૧૩

તે સર્વ ઇન્દ્રિયોને પોતપોતાના વિષયનું જ્ઞાન આપનારો હોવા છતાં ઇન્દ્રિયોથી રહિત છે, બધાનો રક્ષણ કરનારો છે, તે નિર્ગુણ છે, અને ગુણોને ભોગવવાવાળો પણ છે. ૧૪

તે સર્વ પ્રાણીઓના અંદર છે, ને બાહેર પણ છે, તે અચર છે ચર પણ છે; તે ન દેખાય તેવો હોવાથી ઓળખવામાં આવતો નથી, તે વેગળો છતાં નજીક પણ છે. ૧૫

ખરી રીતે તે અખંડ હોવા છતાં ભૂત માત્રમાં વહેંચાઈ ગયો હોય તેવી રીતે રહેલો છે, અને સર્વ ભૂતોને ધારણ કરનાર, તેમનો સંહાર કરનાર ને ઉત્પન્ન કરનાર પણ તેજ છે. ૧૬

અને તે તેજનું પણ તેજ છે, અને તમોગુણરૂપી અંધકારની પેલી પાસ છે, જે જાણવાનું તે જ્ઞેય અને જ્ઞાન, ગમ્ય એટલે તે જ્ઞાનથી સમજાય તેવો છે. તે બધાના હૃદયમાં રહેલો છે. ૧૭

આ પ્રમાણે ક્ષેત્ર, તેમજ જ્ઞાન, અને જ્ઞેય, એટલે શું, તે ટુંકામાં બતાવું છું. તે જાણવાથી મારા ભક્ત મારા ભાવને (પદને) પામે છે. ૧૮

પ્રકૃતિ અને પુરુષ એ બન્ને અનાદિ છે, એમ તું જાણ. વિકાર અને ગુણ તે પ્રકૃતિમાં જ ઉત્પન થાય છે એમ સમજ. ૧૯

કાર્ય એટલે દેહ અને કારણ એટલે ઇન્દ્રિયો, એના કૃતત્વ માટે પ્રકૃતિ કારણ છે એમ કહે છે, અને કર્તા ન હોવા છતાં સુખ દુઃખનો ઉપભોગ લેવા માટે પુરુષ એટલે ક્ષેત્રજ્ઞ કારણ છે, એમ કહેલું છે. ૨૦

કારણ પ્રકૃતિમાં પુરૂષ અધિષ્ઠિત થતાં તે પ્રકૃતિના ગુણોના ઉપભોગ લે છે, અને પ્રકૃતિના ગુણો આ સંયોગ પુરુષને સારી ખોટી યોનિમાં જન્મ લેવાનું કારણ થાય છે. ૨૧

પ્રકૃતિના ગુણો નજીક બેસીને જોનાર, ને સમ્મતિ આપનાર, તથા પ્રકૃતિના ગુણનું પોષણ કરનાર, અને ઉપભોગ લેનાર, તેને જ આ દેહનો પરમપુરુષ મહેશ્વર અને પરમાત્મા એમ કહે છે. ૨૨

આવી રીતે પરમાત્માને અને ગુણ સહિત પ્રકૃતિને જાણે છે, તે ગમે તેમ વર્તતો હોય તોપણ ફરિ જનમતો નથી. ૨૩

કેટલાક લોક પોતાની મેળે જ ધ્યાન વડે, પોતાના આત્મામાં જ આત્માનુ દર્શન કરે છે. કોઈ સાંખ્ય યોગથી વિચાર કરીને અને કેટલા કર્મયોગથી પોતાનામાં પરમાત્માને જુવે છે. ૨૪

આવી રીતે જેને આત્મજ્ઞાન નથી એવા બીજા લોકો ગુરુમુખથી આત્મજ્ઞાન સાંભળી આત્મા પરમેશ્વરનું ભજન કરે છે, અને તે

સાંભળેલી વાત પ્રમાણે વર્તનારા પુરુષો જન્મ મૃત્યુને તરી પાર નીકળે છે. ૨૫

હે ભરતશ્રેષ્ઠ! સ્થાવર કિંવા જંગમ જે કોઇપણ વસ્તુ નિર્માણ થાય છે, તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તેમના સંયોગથી થાય છે, એવું સમજ. ૨૬

જે સર્વ નાશવંત ભૂતોમાં, એક સરખી રીતે રહેનાર છે, અને સર્વ ભૂત નષ્ટ થઈ જાય તોપણ જેનો નાશ થતો નથી, એવા જે પરમેશ્વર તેમનું ચિંતવન કરે છે. તેણેજ ખરૂં તત્વ જાણ્યું એમ કહેવું જોઇએ. ૨૭

બધે ઠેકાણે ઈશ્વર પરમાત્મા વ્યાપેલો છે એમ જાણી જે પુરુષ પોતાનો ઘાત-કરતો નથી, એટલે પોતાની મેળેજ સમજીને સારે માર્ગે ચાલે છે, તે પુરુષ તેમ કરવાથી ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. ૨૮

પ્રકૃતિના યોગથી બધાં કર્મ કરાય છે, એવું જે સમજે છે, અને આત્મા અકર્તા એટલે કાંઇ પણ ન કરનાર એમ જે જાણે છે, તેજ સાચો જ્ઞાની છે, અને તેણેજ ખરૂં તત્વ ઓળખ્યું એમ કહી શકાય. ૨૯

જ્યારે સર્વ ભૂત માત્રના જુદા જુદા ભાવ તે એક પરમેશ્વરમાં દેખાવા લાગશે, ને તે પરમેશ્વરથી આ સંસાર ફેલાએલો છે, એવું જ્યારે તે સમજે છે, ત્યારે બ્રહ્મની પ્રાપ્તી થાય છે. ૩૦

હે અર્જુન! આ પરમાત્મા અનાદિ અને નિર્ગુણ હોવાથી આ અવ્યય પરમાત્મા શરીરમાં રહેતાં છતાં પણ, કાંઇ કરતો નથી, ને કશાથી લેપાતો પણ નથી. ૩૧

જેવું સર્વ વ્યાપી આકાશ તત્વ સુક્ષ્મ હોવાથી તે કશાથી લેપાતો નથી, તે પ્રમાણે દેહમાં આત્મા સર્વત્ર રહે છે, તેમ છતાં તે કશાથી પણ લેપાતો નથી. ૩૨

જે પ્રમાણે એકલો સૂર્ય આખા જગતને પ્રકાશિત કરે છે, તે પ્રમાણે હે ભારત ! ક્ષેત્રજ્ઞ (જીવાત્મા) આખા ક્ષેત્રને (શરીરને) પ્રકાશિત કરે છે. ૩૩

આ પ્રમાણે ક્ષેત્ર (શરીર) અને ક્ષેત્રજ્ઞ (જીવ) ને જ્ઞાનરૂપ ચક્ષુ વડે જે જાણે છે તેને જ પરબ્રહ્મ પ્રાપ્ત થાય છે. ૩૪

**અધ્યાય તેરમો સમાપ્ત.**



# અધ્યાય ચૌદમો.

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥

શ્રી ભગવાન બોલ્યા:—વળી તને જ્ઞાનમાં ઉત્તમ જે જ્ઞાન તે હું કહું છું. જે જાણીને બધા મુનિયો આ લોકમાં પરમ સિદ્ધિને પ્રાપ્ત થયા છે. ૧

આ જ્ઞાનનો આશ્રય કરીને મારા સાધર્મ્યને પ્રાપ્ત થએલા પુરુષો સૃષ્ટિની ઉત્પત્તિમાં જન્મ પામતા નથી. ને પ્રલય કાળમાં નાશ પામતા નથી. ૨

હે ભારત ! પરબ્રહ્મ એટલે પ્રકૃતિ તે મારી જ યોની હોઇ, હું તેમાં ગર્ભ મુકું છું, પછી તેમાંથી સર્વ ભૂતોનો જન્મ થવા માંડે છે. ૩

હે અર્જુન ! બધી યોનિમાં (ચોરાસી લક્ષ) જે જે મૂર્તિઓ જન્મે છે, એ બધાનું કારણ મહદ્ બ્રહ્મ (પ્રકૃતિ છે) અને તે પ્રકૃતિ માં બીજારોપણ કરનારો પિતા હું છું. ૪

હે મહાબાહો ! સત્વ, રજ, તમ એ ત્રણ ગુણો દેહમાં રહેલા અવ્યય એટલે નિર્વિકાર એવા આત્માને દેહમાં બાંધી રાખે છે. ૫.

હે નિષ્પાપ અર્જુન ! આ ગુણોમાં જે નિર્દોષ અને પ્રકાશક સત્વ ગુણ છે, તે સુખ અને જ્ઞાનના સંગથી પ્રાણીને બાંધે છે. ૬

હે અર્જુન ! પ્રીતિનું સ્વરૂપ જે રજોગુણ છે; તે લોભ અને પ્રીતિના સંબંધોથી ઉત્પન્ન થયો છે, એમ તું જાણ. તે ગુણ આત્મિને કર્મ કરવાની પ્રવૃતિરૂપ સંગથી બાંધે છે. ૭

હે ભારત ! સર્વ પ્રાણી માત્રને મોહ પમાડનાર તમોગુણ તે અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે, એમ તું જાણ. તે પ્રમાદ આળસ અને નિદ્રાથી બાંધી લે છે. ૮

હે ભારત ! સત્વગુણ આત્માને સુખમાં લગાડે છે, અને રજોગુણ કર્મમાં આસક્તિ ઉત્પન્ન કરે છે, પણ તમોગુણ જ્ઞાનને ઢાંકી દઈ પ્રમાદમાં આસક્તિ ઉત્પન્ન કરે છે. ૯

હે ભારત ! રજોગુણ અને તમોગુણ હાંકીને સત્વગુણ વિજયી થાય છે, ત્યારે તેને સાત્વીક કહેવામાં આવે છે; તેમજ સત્વ અને તમોગુણને હાંકીને રજોગુણ વિજયી થાય છે; અને સત્વગુણ અને રજોગુણને હાંકીને તમોગુણ વિજયી થાય છે. ૧૦

આ દેહનાં બધાં દ્વારોમાં ( ઈન્દ્રિયોમાં ) પ્રકાશ એટલે નિર્મળ જ્ઞાન જ્યારે ઉત્પન્ન થાય છે. ત્યારે સત્વ ગુણની બુદ્ધિ ઉત્પન્ન થઇ છે. એમ સમજવું. ૧૧

હે ભરત શ્રેષ્ઠ ! જ્યારે રજોગુણની વૃદ્ધિ થાય છે ત્યારે લોભ, કર્મમાં પ્રવૃત્તિ અને તે કર્મનો આરંભ, અશાન્તિ, અને ઇચ્છા એ પણ ઉત્પન્ન થાય છે. ૧૨

હે અર્જુન ! અજ્ઞાનતા, અપ્રવૃત્તિ, ઉન્મતતા, અને મોહ આ તમોગુણના જોરથી ઉત્પન્ન થાય છે. ૧૩

સત્વગુણની વૃદ્ધિ હોય તે વખતે જે પ્રાણી દેહ ત્યાગ કરે; તો તેને ઉત્તમ તત્વ જાણનારા એટલે દેવાદિકના નિર્મળ ( સ્વર્ગાદિ ) લોકની પ્રાપ્તિ થાય છે. ૧૪

રજોગુણનું પ્રાબલ્ય હોય તે વખતે જે પ્રાણિ દેહ ત્યાગ કરે છે તો કર્મમાં આસક્તિ પામેલા લોકોમાં તેનો જન્મ થાય છે; અને

મરણુ સમયે તમો ગુણુમાં ડુબેલો હોય તો પશુ પક્ષિ વીગેરે મૂઢ યોનિમાં તેનો જન્મ થાય છે. ૧૫

પુણ્ય કર્મનું ફળ સાત્વિક અને નિર્દોષ. પણુ રાજસ કર્મોનું ફળ દુઃખ. અને તમોગુણી કર્મોનું ફળ અજ્ઞાન છેઃ એમ કહેલું છે. ૧૬

સત્વથી જ્ઞાન, અને રજોગુણુથી કેવળ લોભ ઉત્પન્ન થાય છે. અને તમોગુણુથી પ્રમાદ અને મોહ થાય છે, એટલું જ નહિ પણુ અજ્ઞાન ઉત્પન્ન થાય છે. ૧૭

સત્વગુણી પુરુષો ઉપરના એટલે સ્વર્ગાદિ લોકમાં જાય છે, રજોગુણી પુરુષ મધ્યમ એટલે મનુષ્ય લોકમાં રહે છે, અને કનિષ્ટ ગુણવૃત્તિવાળા તમોગુણી જનોને અધોગતિ પ્રાપ્ત થાય છે. ૧૮

જ્યારે જીવ દ્રષ્ટા (જોવાવાળો સમજે છે) કે પ્રકૃતીના ગુણુ સિવાય બીજો કોઈ કર્તા નથી, એવું જ્યારે જાણે છે, અને ત્રણે ગુણોની પેલી પારના તત્વને ઓળખે છે ત્યારે તે મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. ૧૯

દેહધારી મનુષ્ય દેહો ઉત્પતિનાં કારણુ જે આ ત્રણુ ગુણુ, તે ત્રણે ગુણુની પેલી પાર જઇ જન્મ મૃત્યુ અને જગતના દુઃખથી વિમુખ થતો છતાં અમૃતનો એટલે મોક્ષનો અનુભવ લે છે. ૨૦

હે પ્રભો! મનુષ્ય આ ત્રણુ ગુણુથી અતિત દશાએ પહોંચ્યા છે એ ક્યા લક્ષણુથી જાણી શકાય ? તેનુ આચરણુ કેવું હોય, અને તે ત્રણુ ગુણુને કેવી રીતે ઓળંગી જાય છે. તે મને કહો. ૨૧.

ભગવાન કહે છે—હે અર્જુન ! જ્ઞાન, કર્મ પ્રવૃતિ અને અજ્ઞાન યાદિ એટલે સત્વ, રજ, તમ, ગુણોનાં કાર્યનાં ફળ પ્રાપ્ત થાય તો પણુ જે તેનો દ્વેષ કરતો નથી, અને પ્રાપ્ત ન થાય તો તેની જે આકાંક્ષા કરતો નથી. ૨૨

વળી હર્ષ અને શોકથી રહિત થઇને, સત્વ, રજસ અને તમસ એ ગુણો જેને ચલાયમાન કરી શકતા નથી, અને ગુણ પોતપોતાનું કામ કરે છે, એટલુંજ માની જે સ્થિર રહે છે, તે વિકાર પામતો નથી. ૨૩

જેને સુખ અને દુઃખ સમાન છે; જે સ્વસ્થ એટલે પોતાના સ્થાનમાંજ સ્થિર છે; જેને લોઢું, પત્થર અને સોનું એ સરખા છે, જે સદા ધૈર્ય યુક્ત છે. ૨૪

વળી જેને માન અને અપમાન અને મિત્ર પક્ષ અને શત્રુ પક્ષ એક સરખા છે; અને ( પ્રકૃતિજ સર્વ કરે છે એમ સમજવાથી ) જેના સર્વ ઉદ્યોગ છુટી ગયા છે, તે પુરુષને ગુણાતિત કહે છે. ૨૫

અને જે એકનિષ્ટ ભક્તિથી મારી સેવા કરે છે, તે આ ત્રણ ગુણની પેલી પાર જઈ બ્રહ્મભૂત અવસ્થા પ્રાપ્ત કરી લેવાને સમર્થ થાય છે. ૨૬

કારણ કે, અવિનાશી અને નિર્વીકાર બ્રહ્મનું, નિરંતર સુખ અને સનાતન ધર્મનું નિરંતર સુખનું સ્થાન હું છું. ૨૭

## અધ્યાય ચોદમો સમાપ્ત.



# અધ્યાય પંદરમો.

**ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥**

શ્રી ભગવાને કહ્યું—આ સંસાર રૂપી વૃક્ષ ને પરમ પુરુષ રૂપી જેનું મુળ ઉપર છે, ને સૃષ્ટી રૂપી ડાળાં નીચે છે, જે કદી નાશ થતું નથી. છન્દબદ્ધ વેદ આ વૃક્ષનાં પાંદડાં છે. એવું જે વૃક્ષ જેણે જાણ્યું, તે પુરુષ ખરો વેદવેત્તા છે. ૧

આ વૃક્ષની શાખાઓ સત્વાદિ ગુણોથી પોષણ પામેલી, અને ( શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધરૂપી ) વિષયોના અંકુર જેમાંથી ફૂટેલા છે, એવી તેની શાખાઓ ઉંચે અને નીચે ફેલાએલી છે, અને છેવટે કર્મનું રૂપ પામનારાં તેનાં મુળો નીચે પણ મનુષ્ય લોકમાં વધતાં વધતાં લાંબે સુધી પોંચેલાં છે. ૨

ઉપર જે વૃક્ષ રૂપે વર્ણન કર્યું તે પ્રમાણે આ લોકમાં તેનું સત્ય સ્વરૂપ અનુભવમાં આવતું નથી, ન એનો અંત છે, કે ન એનું આદિ સ્થાન છે, જેનાં મુળ ઘણાં ઉડાં ગએલાં છે, એવું જે વૃક્ષ તેને દ્દઢ વૈરાગ્ય રૂપી તલવારથી કાપી નાંખીને, ૩

આ “ પુરાતન પ્રવૃતિ ” જ્યાંથી નીકળી તેજ આદ્ય પુરુષ પાસે હું જાઉં છું, એવો સંકલ્પ કરીને, એજ આદ્ય પુરુષના શરણમાં જાઉં છું, તેવા ભાવથી ખોળી કાઢવો જોઇએ, અને ત્યાં પહોંચ્યા પછી પાછું આવવું પડતું નથી. ૪

જેનું અભિમાન અને મોહ જતો રહ્યો છે, જેના વિષયાસક્તિ દોષ જીતાએલા છે. જે નિત્ય આત્મ જ્ઞાનમાં લાગી રહે છે, જેની કામના નષ્ટ થઇ ગએલી છે, અને જે સુખદુઃખ રૂપી દ્વંદ્વથી વિમુક્ત થયેલા છે; એવા જે જ્ઞાની પુરુષો તે મારા શાશ્વત પદને પામે છે. ૫

તે પદને પામ્યા પછી પાછા આવતા નથી, એવું જે ધામ તે મારૂં પરમ ધામ છે. જેને સુર્ય, ચંદ્ર કે અગ્નિ પ્રકાશીત કરી શકતા નથી. ૬.

મારો જ સનાતન અંશ જીવલોકમાં જીવ થઈ પ્રકૃતિમાં રહેલા મનની સાથે છે, એટલે મન અને પાંચ ઇન્દ્રિયોનું પોતાના તરફ આકર્ષણ કરે છે. ૭

આ જીવને જ્યારે સ્થુલ શરીર પ્રાપ્ત થાય છે, અને જ્યારે તે સ્થુલ શરીરમાંથી નિકળી જાય છે, ત્યારે જેમ હવા પુષ્પમાંથી સુગંધ લઈ જાય છે, તેમ આ જીવ ઉપરની મન સાથે પાંચ ઇન્દ્રિયોને પોતાની સાથે લઈ જાય છે. ૮.

એ જીવ કાન, આંખ, ત્વચા, જીભ, અને નાક અને તેવું જ મન એ પ્રત્યેકનો આશ્રય કરીને વિષયોનો ઉપયોગ કરે છે. ૯.

શરીરમાંથી નિકળનાર, અથવા સ્થિતિ કરીને રહેનાર, અથવા ગુણથી યુક્ત થઇને વિષયોનો ઉપભોગ કરનાર, જે જીવ તેને મૂઢ લોકો ઓળખતા નથી. જ્ઞાનરૂપી ચક્ષુમાંથી જોનારા લોક તેને ઓળખે છે. ૧૦

તેમજ પ્રયત્ન કરનારા જે યોગીઓ તે પણ પોતામાં સ્થિતિ કરીને રહેલા આ આત્માને ઓળખે છે. પણ જેમનો આત્મા, એટલે બુદ્ધિ સંસ્કાર રહિત છે, તેવા અજ્ઞાનીઓ પ્રયત્ન કરતાં છતાં પણ તેને ઓળખી શકતા નથી. ૧૧

જે તેજ સૂર્યમાં રહીને આખા જગતને પ્રકાશ આપે છે, જે તેજ ચંદ્રમામાં અને અગ્નિમાં છે, તે મારૂં જ તેજ છે, એમ તું જાણ. ૧૨

તેમજ પૃથ્વીમાં પ્રવેશ કરીને હું જ સર્વ ભૂતને મારા તેજમાં ધારણ કરૂં છું. અને રસ રૂપી ચંદ્ર બનીને તમામ વનસ્પતિયોનું પોષણ કરૂં છું. ૧૩

હું પ્રાણિઓના શરીરમાં પેસીને પ્રાણ અને અપાન વાયુઓની ધમનીથી જઠરાઅગ્નિ બનીને ચાર પ્રકારના અન્નનું પાચન કરું છું. ૧૪.

તેમજ સર્વના હૃદયમાં હું અધિષ્ઠિત છું. અને સ્મૃતિ, જ્ઞાન અને તેનો નાશ એ બધું મારાથીજ થાય છે. અને સર્વ વેદથી જે જાણ-વાનું છે, તે હું જ છું, તેમજ વેદાન્તનો કર્તા અને વેદનો જાણનાર પણ હું જ છું. ૧૫.

આ જગતમાં ક્ષર એટલે નાસવાન અરે અક્ષર એટલે અવ્યક્ત એ બે પુરુષો છે, સર્વ પ્રાણીયોને ક્ષર કહે છે. અને કુટસ્થ ( માયા ઉપાધિ મુક્ત જીવ ) અક્ષર કહેવાય છે. ૧૬.

પરંતુ જે પુરુષ ઉત્તમ છે તે આ બેથી ભિન્ન છે, તેને પર-માત્મા કહે છે, તે અવિનાશી છે, ઈશ્વર સ્વરૂપ છે, અને આ ત્રણે લોકમાં પ્રવેશ કરીને તેનું પાલણ પોષણ કરે છે. ૧૭.

જ્યારે હું "ક્ષર"ની પેલી પારનો "અક્ષર" છું, અને અક્ષરથી પણ ઉત્તમ પુરુષ છું, તેથી હું આ લોક વ્યવહારમાં અને વેદમાં પણ પુરુષોત્તમ નામથી પ્રસિદ્ધ છું. ૧૮.

હે અર્જુન ! જે જ્ઞાનિ આવી રીતે મને પુરુષોત્તમ સમજે છે, તે સર્વજ્ઞ થઇ સર્વ ભાવથી મને ભજે છે. ૧૯.

હે નિષ્પાપ અર્જુન ! આવી રીતે અત્યંત ગુહ્ય શાસ્ત્ર જે મેં તને કહ્યું. એ સમજવાથી મનુષ્ય બુદ્ધિમાન કહેવાય છે.

**અધ્યાય પંદરમો સમાપ્ત.**

# અધ્યાય સોળમો.

---

**अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**

ભગવાન કહે છે—અભય, ( સાત્વિક વૃત્તિ ), જ્ઞાન યોગની વ્યવસ્થિતિ, એટલે જ્ઞાન (માર્ગ) અને (કર્મ) યોગ તેની તારતમ્ય પૂર્વક વ્યવસ્થા, દાતાપણું, દમ, યજ્ઞ, સ્વાધ્યાય (સ્વધર્મ પ્રમાણે આચરણ), તપ સરળતા. ૧

વળી અહિંસા, સત્ય, ક્રોધનો અભાવ, ત્યાગ એટલે કર્મના ફળનો ત્યાગ, શાન્તિ, ક્ષુદ્ર બુદ્ધિ છોડી ઉદાર બુદ્ધિ રાખવી, સર્વ ભૂત માત્ર ઉપર દયા, પરધન અને પરસ્ત્રી આદિ ઉપર ઇચ્છા ન કરવી. ૨

તેજસ્વીતા, ક્ષમા, ધૃતિ, પવિત્રતા, અદ્રોહ, અભિમાનીપણાનો અભાવ, આવા ગુણો દૈવી સંપત્તિમાં જન્મેલાને થાય છે. ૩

હે અર્જુન! આસુરી સંપત્તિમાં પેદા થયેલા મનુષ્યમાં ઢોંગીપણું, ઘમંડ, અહંકાર, ક્રોધ, નિષ્ઠુરપણું અને અજ્ઞાન એ ગુણો હોય છે. ૪

આ પૈકી દૈવી સંપત્તિ પરિણામે મોક્ષદાતા, અને આસુરી સંપત્તિ બંધનકારક છે, એમ સમજ. હે પાંડવ! તું દૈવી સંપત્તિમાં જન્મેલો છું, શોક કરતો નહિ. ૫

હે અર્જુન! આ લોકમાં બે પ્રકારનાં પ્રાણી ઉત્પન્ન થાય છે. એક દૈવી ને બીજો આસુરી. આ દૈવી વર્ણન તને વિસ્તારથી કહ્યું, હવે આસુરી વર્ણન કહું છું તે સાંભળ. ૬

આસુરી લોકો પ્રવૃત્તિ એટલે શું કરવું, અને નિવૃત્તિ એટલે શું ન કરવું, તે જાણતા નથી. તેમજ તેમના શરીરને મનની સ્વચ્છતા રાખતા નથી, અને સારો આચાર વિચાર ને સત્યતા પણ હોતી નથી. ૭

તે આસુરી લોક કહે છે કે, જગત્ મિથ્યા છે. આધાર વિનાનું છે. ઈશ્વર વિનાનું એટલે સ્ત્રી પુરૂષના સંયોગ સિવાય તેનો બીજો શો હેતુ હોઇ શકે? ૮

ઉપર મુજબ સમજનારા દુષ્ટ સ્વભાવી. અલ્પ બુદ્ધિવાળા, ભયંકર કર્મો કરનારા જગતનો નાશ કરવાને ઉત્પન્ન થાય છે ૯.

કદિ પણ તૃપ્ત ન થાય એવી કામના એટલે વિષય ઉપભોગ ઇચ્છાનો આશ્રય કરીને, તે દુરાચારી, દંભી, માની. મદયુક્ત આસુરી લોકો મોહથી ખરા ખોટા વિચારો એટલે ઢંગધડા વગરની કલ્પનાઓ મનમાં કરીને અપવિત્ર કામો કરવા તૈયાર થઇ જાય છે. ૧૦

મરતાં સુધી સુખ ભોગવવાની અગણિત ચિન્તામય થયેલા, પોતાની કામનાઓ પુરી કરવાનોજ એ પુરુષોનો નિશ્ચય હોય છે. ૧૧

આશાઓના પાસથી બંધાયલા, કામને ક્રોધમાં તત્પર થયેલા, એ લોકો પોતાની ઇચ્છાઓ ( કામ ભોગ ) માટે અન્યાયે કરી પુષ્કળ ધન સંગ્રહ કરવાની હાય હાય કરે છે. ૧૨

આજે મેં આ મેળવ્યું, કાલે અમુક મેળવવું છે, આટલું ધન તો મારી પાસે છે, અને હવે આટલું મને મળશે. ૧૩

આ શત્રુને મેં માર્યો, અને બીજાઓને પણ હું મારીશ; હું ઇશ્વર, હું ઉપભોગ કરનારો, હું સિદ્ધ. હું બળવાન, અને હુંજ સુખી. ૧૪

ધનવાન હું, કુળવાન હું, આ દુનિયામાં મારા જેવો બીજો કોણ છે ? હું યજ્ઞ કરૂં, હું દાન કરૂં, મજા (ચેન આનંદ) કરૂં, આવી રીતે અજ્ઞાનથી મોહ પામેલા. ૧૫

અનેક પ્રકારની કલ્પનાઓથી ભરેલા, મોહની જાળમાં ફસાઇ ગએલા, અને વિષયભોગમાં આશક્ત થયેલા. એ આસુરી લોક નર્કમાં પડે છે. ૧૬

પોતેજ પોતાનાં વખાણ કરનારા, (આત્મશ્લાધિ) ડાકમાકથી રહેનારા. ધનનો તથા મોટાપણાનો ગર્વ થવાથી ઉન્મત્ત થએલા લોકો શાસ્ત્રવિધિને છોડીને દંભથી માત્ર નામનો જ યજ્ઞ કરે છે. ૧૭

અહંકારથી, બળથી, ઘમંડથી, કામથી, અને ક્રોધથી ફુલાઇ ગયેલા લોકો પોતાના તેમજ બીજાના દેહમાં વસનારો જે હું પરમેશ્વર તેનો દ્વેષ કરનારા, અને નિંદા કરનારા થાય છે. ૧૮

તે સાધુનો દ્વેષ કરનારા પાપી ક્રૂર નરાધમોને અતિદુઃખદાય એવી આસુરી યોનીમાં, હું સદાય નાંખતો રહું છું. ૧૯

હે અર્જુન ! આ પ્રમાણે જન્મોજન્મ આસુરી એટલે પાપયોનિમાં જન્મનારા મૂર્ખ લોકો, મારા તરફ કદિ ન આવતાં, આખરે અધોગતિને પ્રાપ્ત થાય છે. ૨૦

કામ, ક્રોધ અને લોભ, એ ત્રણે જીવના નાશ કરનાર તથા નરકનાં દ્વાર છે, તેથી એ ત્રણેનો તું ત્યાગ કર. ૨૧

હે અર્જુન! નરકના આ ત્રણ દરવાજાથી જે મનુષ્ય છુટ્યો; એટલે તે પોતાનું કલ્યાણ શામાં છે તે આચરણ કરવા માંડે છે, અને પછી ઉત્તમ ગતિને પહોંચે છે. ૨૨

જે શાસ્ત્રોક્ત વિધિને છોડી દઇ મનમાં આવે તે કરવા માંડે છે, તેને સિદ્ધિ મળતી નથી, સુખ મળતું નથી, ને ઉત્તમ ગતિ પણ પ્રાપ્ત થતી નથી. ૨૩

તેથી કાર્યાકાર્ય વ્યવસ્થિતિનો એટલે કર્તવ્ય શું અને અકર્તવ્ય શું (યોગ્ય ને અયોગ્ય) તેનો નિર્ણય કરવા માંટે તારે શાસ્ત્રનેજ પ્રમાણ માનવાં જોઇએ; અને શાસ્ત્રમાં શું કહ્યું છે તે સમજી લેઇ તે પ્રમાણે આ લોકમાં કર્મ કરવાં તે તને યોગ્ય છે. ૨૪

અધ્યાય સોળમો સમાપ્ત.



# અધ્યાય સત્તરમો.

ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयाऽन्विताः।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥ १ ॥

અર્જુને કહ્યું, હે કૃષ્ણ! શ્રદ્ધાવાન છતાં પણ શાસ્ત્રવિધિ છોડીને જેઓ ભજે છે, તેમના મનની સ્થિતિ કેવી સમજવી? સત્વગુણી, રજોગુણી કે તમોગુણી? ૧

ભગવાન કહે છે, માણસને સ્વાભાવિક શ્રદ્ધા ત્રણ પ્રકારની થાય છે, (૧) સાત્વિક (૨) રાજસી (૩) તામસી હવે એનો ભેદ સાંભળો. ૨

હે ભારત! બધાને પોતાના પ્રકૃત્તિ સ્વભાવ પ્રમાણે પૂર્વ સસ્કારના અનુસાર શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, કારણ કે આ જીવ શ્રદ્ધામય છે, જેમાં જેની શ્રદ્ધા હોય છે, તેવો જ તે બને છે. ૩

સાત્વિક એટલે સત્વ ગુણવાળા જે પુરુષ હોય તે દેવતાઓનું પૂજન કરે છે, રજોગુણવાળા યક્ષ રાક્ષસોનું, અને તમોગુણી પ્રેત અને ભૂતગણ તેમનું પૂજન કરે છે. ૪

ઢોંગી, ઘમંડી, કામી, લાલચુ અને અહંકારી પુરુષ શાસ્ત્રમાં નહિ કહેલું ઘોર તપનું આચરણ કરે છે. ૫

જે અજ્ઞાની પુરુષો શરીરના પંચ મહાભૂતાદિકના સમુદાયને જ નહિ પણ શરીરની અંદર રહેલા એવા મને પણ દુઃખ દે છે, તે લોકો આસુરી બુદ્ધિના છે, એમ સમજ. ૬

હવે તે જુદા જુદા લોકોને જે ભોજન પ્રિય લાગે છે, તેના પણ ત્રણ પ્રકારના ભેદ પડે છે, એવી જ રીતે યજ્ઞ, તપ અને દાન પણ ત્રણ પ્રકારનાં છે. હવે એના ભેદ સાંભળો હું કહું છું. ૭

આયુષ, ઉત્સાહ, બલ, આરોગ્યતા, સુખ અને પ્રીતિને વધારનાર, રસયુક્ત સ્નિગ્ધ ( પાટિક ) અને મનને આનંદ આપનારૂં, ભોજન સત્વગુણીને પ્યારૂં લાગે છે. ૮

રાજસ પુરુષને પ્રિય લાગનારો અહાર, કડવો, તીખો, ખાટો, ખારો, અતિશય ઉષ્ણ, તીખા, રૂખો, દાહ ઉત્પન્ન કરે તેવા, અને દુઃખ શોક અને રોગ ઉત્પન્ન કરનારો હોય છે. ૯

તામસ પુરુષને પ્રિય લાગતું અન્ન ટાઢું, સુકુ, દુર્ગન્ધવાળું, વાસી, છાંડલું, અને અપવિત્ર, એવું હોય છે. ૧૦

ફળની આકાંક્ષા ન રાખતાં યજ્ઞ કરવા જ એ મારૂં કર્તવ્ય છે, એમ સમજી શાસ્ત્ર વિધિ પ્રમાણે શાન્ત ચિત્તથી જે યજ્ઞ થાય છે, તે સાત્વિક યજ્ઞ છે. ૧૧

હે ભરત શ્રેષ્ઠ ! ફળની ઇચ્છા કરી કીંવા દંભથી એટલે દેખાવ પુરતો જ જે યજ્ઞ થાય છે તે યજ્ઞને તું રાજસ જાણ. ૧૨

અને શાસ્ત્ર વિધિ રહિત, અન્નથી તૃપ્ત કર્યા સિવાય, મંત્ર રહિત, દક્ષણા રહિત, અને શ્રદ્ધા વિના જે યજ્ઞ થાય છે. તેને તામસ યજ્ઞ કહે છે. ૧૩

દેવ, બ્રાહ્મણ, ગુરૂ, અને વિદ્વાન, એમનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા, એ સારીરિક તપ કહેવાય છે. ૧૪

કોઇને બુરૂં ન લગાડનારા, સત્ય, પ્રિય, અને હિતકાહક હોય એવુ જે ભાષણ કરનારા અને વેદાનુ અધ્યયન તેનો અર્થ સમજીને કરનારા એને વાચિક તપ કહે છે. ૧૫

મનને પ્રસન્ન રાખવું, સજ્જનતા, મૌન, એટલે મુનિના જેવી વૃત્તિ રાખવી, આત્મસંયમ, અને શુદ્ધ ભાવના એને માનસ તપ કહેવાય છે. ૧૬

આ ત્રણે પ્રકારનાં જે તપ ફળની આકાંક્ષા ન રાખતાં ઉત્કૃષ્ટ શ્રદ્ધાથી અને યોગયુક્ત બુદ્ધિથી કરવામાં આવે છે, તેવા તપને સાત્વિક તપ કહે છે. ૧૭

સત્કાર, માન, અને પૂજાને અર્થે અથવા બાહ્ય આડંબર ખાતર કરવામાં આવતું જે તપ તે રાજસ તપ કહેવાય છે. ૧૮

મુર્ખતાથી, દુરાગ્રહથી, આત્માને પીડા કરનાર (જારણ મારણ આદિ પ્રયોગથી) બીજાનો નાશ કરવા માટે, જે તપ થાય છે, તેને તામસ તપ કહે છે. ૧૯

દાન કરવું, એ મારૂં કર્તવ્ય છે, એમ સમજી યોગ્ય સ્થળ કાળ અને પાત્ર એનો વીચાર કરીને આપણા ઉપર જેણે ઉપકાર ન કર્યો હોય તેવાને જે દાન કરવામાં આવે છે, તેને સાત્વિક દાન કહે છે. ૨૦

પરંતુ કરેલા ઉપકારના બદલા તરીકે, અથવા ભવિષ્યમાં કોઇ ફળ મળશે, એવી આશા રાખીને, સંકટથી જે દાન આપવામાં આવે છે,. તેને રાજસ દાન કહે છે. ૨૧

અયોગ્ય સ્થળે, અયોગ્ય કાળે, અને અપાત્રને, આદર સત્કાર વિના, અપમાનપૂર્વક જે દાન કરવામાં આવે છે, તેને તામસ દાન કહે છે. ૨૨

ૐ, તત્, સત્, આ ત્રણ પ્રકારનાં બ્રહ્મનાં નામ છે. આ જ યોગથી બ્રાહ્મણ, વેદ અને યજ્ઞ ઉત્પન્ન કરેલાં છે. ૨૩

તે માટે વેદવાદી લોકોનાં યજ્ઞ, દાન, કર્મ, અને બીજાં શાસ્ત્રોક્ત કર્મો હમેશાં ૐ એવા ઊચ્ચાર સાથેજ શરૂ થાય છે. ૨૪

મુમુક્ષુ જન (મોક્ષની ઇચ્છાવાળા) "તત્" એ શબ્દથી ફળની આશા રાખ્યા વિના યજ્ઞ, તપ, અને દાન વીગેરે અનેક પ્રકારની ક્રિયાઓ કરે છે. ૨૫

સત્યભાવમાં, અને સાધુભાવમાં, તેમજ હે પાર્થ ! સારા કર્મને માટે પણ "સત" એ શબ્દનો ઉપયોગ થાય છે. ૨૬

યજ્ઞ, તપ, અને દાનમાં, તત્પર રહેવું તેને "સત્" કહે છે અને તેને માટે જે કર્મો કરવાનાં હોય છે તે કર્મનું પણ "સત્" એમજ કહેવાય છે. ૨૭

હે પાર્થ ! અશ્રદ્ધાથી કરેલા યજ્ઞ, દાન, તપ અને કોઇ પણ કર્મ કરવામાં આવે તે 'અસત્" કહેવાય છે. અને તે કર્મ મુઆ પછી પરલોકમાં અને આ લોકમાં પણ ફળ આપનારૂં નથી. ૨૮

**અધ્યાય સત્તરમો સમાપ્ત.**



# અધ્યાય અઢારમો.

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

હે મહાબાહો ! હે હૃષીકેશ ! હે કેશિનિષૂદન ! સંન્યાસ અને ત્યાગ એ શબ્દોના અસલ અર્થ જુદા જુદા જાણવા ઇચ્છું છું, એવું અર્જુને શ્રીકૃષ્ણને પુછ્યું. ૧

ભગવાને કહ્યું—ઇચ્છિત કામ કરવાનાં છોડી દેવા તેને કોઇ કોઈ પંડીત ને ડાહ્યા પુરુષો સંન્યાસ કહે છે અને સર્વ કર્મફળનો ત્યાગ કરવો તેને કોઇ કોઈ વિદ્વાન લોક "ત્યાગ સંન્યાસ" કહે છે. ૨

કર્મ દોષ યુક્ત છે, માટે તેનો સમૂળગો ત્યાગ કરવો એમ કેટલાક પડિતો કહે છે. અને બીજા કોઈ કોઇ પંડીતોનું એવું કહેવું છે કે યજ્ઞ, દાન, તપને અર્થે કરવામાં આવતું કર્મ તેનો કદી પણ ત્યાગ ન કરવો જોઇએ. ૩

હે અર્જુન ! આ ત્યાગની બાબતમાં મારો શો નિશ્ચય છે: તે કહું છું, તે સાંભળ. હે પુરુષ શ્રેષ્ઠ અર્જુન ! ત્યાગના પણ ત્રણ પ્રકાર કહેલા છે. ૪

યજ્ઞ, દાન, તપને અર્થે કરવામાં કર્મ તેનો ત્યાગ કરવો નહિ, તે કર્મો તો કરવાં જ જોઇએ. યજ્ઞ, દાન. તપ, તે બુદ્ધિમાન પુરુષોને પાવન (ચિત્ત શુદ્ધિ કરનારાં છે.) ૫

હે પાર્થ ! મુમુક્ષુએ અહંકાર છોડીને નિષ્કામ કર્મ કરવાં જોઇએ એવો મારો ઉત્તમ મત છે, તે નિશ્ચય જાણ. ૬

જે કર્મ સ્વધર્મ પ્રમાણે નિયમિત કરેલાં છે તેનો ત્યાગ કરવો યોગ્ય નથી. અજ્ઞાનતાથી એનો ત્યાગ કરવામાં આવે તો તે તામસ ત્યાગ કહેવાય છે; ૭

કર્મ માત્ર દુઃખરૂપ જ છે, એમ સમજીને, શરીરનો ક્લેશ બચાવવા વાસ્તે કર્મનો ત્યાગ કરે છે, તો તેનો ત્યાગ રાજસ હોવાથી ત્યાગનું જે ફળ, તે તેને મળશે નહિ. ૮

હે અર્જુન! સ્વધર્મ પ્રમાણે નિર્મેલું કાય. એટલે કર્તવ્ય તરીકે જે જે કર્મ સંગ અને ફળનો ત્યાગ કરીને કરાય છે, તે ત્યાગ સાત્વિક મનાય છે. ૯

કોઈ કર્મ અકલ્યાણકારી હોય પણ તેનો દ્વેષ કરે નહિ, અને બીજું કલ્યાણકારી એટલે લાભદાયક હોય તેમાં આસક્તિ રાખતો નથી. તે સત્વશીલ, બુદ્ધિમાન, અને નિઃસંશય બનીને મુક્ત થાય છે; ૧૦

દેહધારી જેટલા છે, તે કદિપણ કર્મનો સંપૂર્ણ ત્યાગ કરી શકે તેમ છે જ નહિ; એટલે જે મનુષ્ય કર્મ ફળનો ત્યાગ કરે છે, તે જ સાચો ત્યાગી કહેવાય છે. ૧૧

ઇષ્ટ, અનિષ્ટને કંઈક અંશમાં ઇષ્ટને કંઇક અંશમાં અનિષ્ટ એવું મિશ્ર એ ત્રણ પ્રકારનાં કર્મનું ફળ ત્યાગ નહિ કરનારાઓને મરણબાદ આત્મત્યાગી એટલે ફલાશા છોડયા વિના જે કર્મ કરે છે તેને મળે છે, પણ જે ફલાશા છોડીને કર્મ કરનાર સંન્યાસીઓને તે ફળ કદી પણ મળતું નથી. ૧૨

હે મહાબાહો! સર્વ કર્મોની સિધ્ધિ માટે, સાંખ્ય યોગમાં જે પાંચ કારણો કહેલાં છે, તે હું તને કહું છું તે સાંભળ. ૧૩

શરીર, જીવ, જુદી જુદી ઇન્દ્રિયો, જુદાજુદા પ્રકારની ક્રિયાઓ, પાંચમું દૈવ ચક્ષુ ઇત્યાદિ અભિમાની આદિત્યાદિ દેવતાઓ, એ પાંચ સર્વ કર્મની સિદ્ધિમાં ખાસ કારણો છે. ૧૪

શરીર, વચન કિંવા મને કરીને, મનુષ્ય જે જે કર્મ કરે છે, પછી તે ન્યાય હો કે અન્યાય હો, પણ તેનાં સઘળાં કર્મમાં આ પાંચ હેતુઓ હોય છે. ૧૫

આવી રીતે સર્વ કર્મોમાં એ પાંચ હેતુ હોય છેજ, છતાં જે મનુષ્યની બુદ્ધિ સંસ્કાર યુક્ત ન હોવાથી, હું એકલો જ કર્તા છું, એવું જેને લાગે છે, તે દુર્મતિ અજ્ઞાની વેદ શાસ્ત્રને ન જાણવાના કારણથી કાંઇ સમજતો નથી. ૧૬

જેને "હું કરૂં છું" એવી ભાવના જ નથી, કર્મ કરતો હોવા છતાં જેની બુદ્ધિ લેપાતી નથી, એ પુરુષ કદાપિ વધ કરે તો પણ તે મારતો નથી, અને તે કર્મ ફલાસક્તિ શુન્ય હોવાથી તેને બધનકર્ત્તા પણ થતું નથી. ૧૭

જ્ઞાન, જ્ઞેય, અને જ્ઞાતા એ ત્રણ પ્રકારનાં કર્મ પ્રેરક છે, અને કરણ કર્મ અને કર્ત્તા એ ત્રણ પ્રકારનો કર્મ સંગ્રહ છે. ૧૮

જ્ઞાન કર્મ અને કર્તાના ગુણ ભેદ કરીને ત્રણ ત્રણ પ્રકાર થાય છે. એવું સાંખ્ય શાસ્ત્રમાં કહ્યું છે, તે હું તને કહું તે સાંભળ. ૧૯

જે જ્ઞાનના યોગથી જીવ એમ સમજે છે કે હું ભિન્ન ભિન્ન પ્રાણીયોમાં અવિભક્ત કિંવા એકજ અવિનાશી તત્વ છે, એવું જે જ્ઞાનથી સમજાય છે, તે સાત્વિક જ્ઞાન જાણ. ૨૦

સર્વ ભૂત માત્રમાં ભિન્ન ભિન્ન પ્રકારના જુદા ભાવ છે, એવું જે જ્ઞાનથી જણાય છે, તેને રાજસ જ્ઞાન જાણ. ૨૧

જે જ્ઞાન એક જ કાર્ય, વસ્તુ કે પદાર્થમાં ખાસ હેતુ વિના પણ, સંપુર્ણની માફક, આસક્ત રહે છે; તથા જે તાત્પર્ય રહિત અને ક્ષુદ્ર છે. તે જ્ઞાનને તામસિ જ્ઞાન જાણ.

ફળ પ્રાપ્તિની ઇચ્છા ન રાખનારે, રાગ દ્વેષ રહિત જે કર્મ કરે છે, તે સાત્વિકકર્મ કહેલું છે. ૨૩

પરંતુ જે કર્મફળની આશા રાખનાર પુરુષ પુષ્કળ મહેનત કરીને અહંકાર બુદ્ધિથી જે કર્મ કરે છે, તેનો રાજસ કર્મ કહે છે. ૨૪

પરિણામે નાશ અથવા હિંસા થશે કે કેમ ? તેનો વિચાર કર્યા વિના મોહથી જે કર્મ કરવામાં આવે છે, તેને તામસ કર્મ કહે છે. ૨૫

બધાય સંગનો પરિત્યાગી, નિર અહંકારી, ધીરજવાન ને ઉત્સાહ-વાળો, કાર્ય સિદ્ધિ થાઓ કે ન થાઓ તોપણ જેના મનમાં વિકાર પામતો નથી, તે જે કર્મ કરે છે, તેને સાત્વિક કહેવાય છે. ૨૬

વિષયમાં આસક્તિવાળો લોભી, ઘાતકી, અપવિત્ર, હર્ષ ને શોકથી યુક્ત થનારો, કર્મ ફલની પ્રાપ્તિની ઇચ્છા રાખનારો, હિંસાત્મક ને અપવિત્ર, એવા જે કર્તા તે રાજસ કર્ત્તા કહેવાય છે. ૨૭

અજીતેંદ્રિય, ગમાર, હઠીલો, કપટી, દ્રોહી આળસુ, દુઃખી, વિલંબી મનુષ્ય તામસી કહેવાય છે. ૨૮

હે અર્જુન ! એ પ્રમાણે બુદ્ધિ અને ધિરજના ત્રણ પ્રકારના ભેદ, તને અલગ અલગ પ્રકાર વડે થાય છે તે હું તને કહું છું તે તું સાંભળ. ૨૯

હે પાર્થ ! પ્રવૃત્તિ એટલે કોઇ એક કામ કરવા માંડવું અને નિવૃત્તિ એટલે કોઇ કામ ન કરવા માંડવું. કાર્ય ( કરવા લાયક કૃત ) અને અકાર્ય ! ( શું કરવું ને શું ન કરવું ) એનો ભય તેમજ અભયને જાણે છે, ને નિર્ભય કયાંથી થાય છે, તે બુદ્ધિ સાત્વીકી કહેવાય છે. ૩૦

જે બુદ્ધિથી મનુષ્ય ધર્મ અને અધર્મ, અથવા કાર્ય, અને અકાર્ય એનો યથાર્થ નિશ્ચય થતો નથી, તે બુદ્ધિ રાજસ જાણવી. ૩૧

જે મનુષ્યની બુદ્ધિ અંધકારથી વ્યાપ્ત થએલી છે, તેવા તમોગુણથી હે પાર્થ ! અનિતીને નીતિ તેમજ બધા ભાવોને તદ્દન ઉલટા માને છે, અને સર્વ બાબતમાં ઉલટી જ સમજણ આપે છે, તે બુદ્ધિને તામસ બુદ્ધિ જાણવી ૩૨

હે પાર્થ ! જે સ્થિર ધીરજથી મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ( કર્મફલ ત્યાગ રૂપ યોગે કરીને ) સમાધિ કાયમ રાખીને કરે છે તે સાત્વિક ધીરજ છે. ૩૩

હે અર્જુન ! જે ધીરજથી મનુષ્ય ફળની આકાંક્ષા રાખીને ધર્મ કામના અને અર્થને શોધતો રહે છે, તેની ધીરજ રાજસ છે. ૩૪

હે પાર્થ ! દુષ્ટ બુદ્ધિના મનુષ્ય, ધીરજથી નીંદ્રા, ભય, શોક, નિરાસા અને ગર્વ છોડતો નથી. તેની ધીરજ તામસી છે. ૩૫

વળી હે ભરત શ્રેષ્ઠ ! સુખના પણ ત્રણ પ્રકાર હું તને કહું છું તે સાંભળ. અભ્યાસથી એટલે સતત્ પરિશ્રયથી મનુષ્ય જેમાં વારંવાર રમણ કરતો રહે છે, અને જ્યાં દુઃખના અંતને પામે છે. તે હું તને કહું છું, તે સાંભળ. ૩૬

જે આરંભમાં ઝેર જેવું કડવું પણ પરિણામે અમૃતના જેવું મીઠુ છે. અને આત્મવિષયક બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થનારૂં સુખ, તે સુખને સાત્વિક સુખ કહે છે. ૩૭

ઇન્દ્રિયોને તેના વિષયના સંયોગથી ઉત્પન્ન થતું જે સુખ, તે પ્રથમ અમૃતના સમાન અને પરિણામે વિષના જેવું દુઃખદાયક હોય છે, તે સુખને રાજસ સુખ કહેલું છે. ૩૮

જે સુખ આરંભમાં અને અંતમાં પણ આત્માને મોહમાં નાંખે છે, અને જે નિદ્રા, આલસ્ય અને પ્રમાદથી એટલે કર્તવ્યને વિસરવાથી ઉત્પન્ન થાય છે, તે સુખને તામસ સુખ કહેલું છે. ૩૯

આ પૃથ્વી ઉપર, આકાશમાં કીંવા દેવલોકમાં પણ એવી કોઈ પણ સ્થાવર યા જંગમ વસ્તુ નથી કે, જે આ ત્રણ પ્રકૃતિથી ઉત્પન્ન થતા ગુણોથી મુક્ત હોય. ૪૦

હે પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર લોકનાં કર્મો. તેમના સ્વભાવ જન્ય એટલે તેમની પ્રકૃતિ ગુણોને અનુસરી અલગ અલગ કરવામાં આવ્યાં છે. ૪૧

શમ. દમ. તપ. પવિત્રતા. ક્ષમા. સત્યશીલતા, શાસ્ત્રનું જ્ઞાન એટલે અધ્યાત્મ જ્ઞાન. વિજ્ઞાન એટલે વિવિધ જ્ઞાન, શ્રુતિમાં વિશ્વાસ રાખવો એ બ્રાહ્મણનાં સ્વભાવ જન્ય ખાસ વિશિષ્ટ કર્મ છે. ૪૨

શુરવીરતા. તેજ, ધૈર્ય, (મોતને મુઠીમાં રાખી ફરનાર) ચપળતા, યુદ્ધમાં શત્રુને પીઠ ન દેખાડનાર, દાતારપણું અને લોકો ઉપર રાજ કરનાર તે ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મ છે. ૪૩

ખેતી, પશુને પાળવાનો ધંધો, અને વણિજ્ય એટલે વ્યાપાર, એ વૈષ્યનું સ્વભાવજન્ય કર્મ છે. અને તે ત્રણેની સેવા ( નોકરી ) કરવી એ શુદ્રનું સ્વભાવજન્ય કર્મ છે. ૪૪

પોત પોતાના સ્વભાવજન્ય ગુણ પ્રમાણે પ્રાપ્ત થએલા કર્મમાં જે પુરુષ, નિત્ય મચ્યો રહે છે, તેને જ પરમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. પોતપોતાના કર્મમાં તત્પર રહેવાથી જ્ઞાન સિદ્ધિ કેવી રીતે મળે છે, તે સાંભળ. ૪૫

જેનાથી સર્વ ભૂતની પ્રવૃત્તિ થઇ છે, અને જેનાથી આ સર્વ જગત્ વિસ્તાર પામેલું છે, અને વ્યાપ્ત છે, તેની પોતાને સ્વધર્મ પ્રમાણે પ્રાપ્ત થએલાં કર્મથી ભજવાથી જ્ઞાનરૂપી યોગ પ્રાપ્ત થાય છે. ૪૬

પારકાનો ધર્મ સુખેથી આચરાય એવો હોય, તોપણ તેના કરતાં પોતાનો ધર્મ કઠિન હોય છતાં પણ, તેજ અધિક શ્રેયસ્કર છે; સ્વભાવ-

સિદ્ધ એટલે ગુણ સ્વભાવાનુરૂપ નિર્મિત કરેલી ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાથી નિયમિત થએલાં કર્મ કરતાં કોઇને જરા પણ પાપ લાગતુ નથી. ૪૭

હે કૌન્તેય ! એટલે જન્મ સિદ્ધિ કર્મમાં દોષ ( અડચણ ) પણ હોય, તોપણ તે કર્મ છોડવાં નહિ જોઇએ, કારણ કે ધુમાડાથી જેમ અગ્નિવ્યાપ્ત હોય છે, તે પ્રમાણે આરંભ માત્રમાં કાંઈ કાંઈ દોષ તો વ્યાપિ રહેલા હોય છે જ. ૪૮

એટલે પ્રિય વસ્તુમાં આસક્તિ ન રાખતાં. મનને વશ કરી નિષ્કામ આત્મજ્ઞાન બુદ્ધિથી આચરણ કરવું, એટલે સંન્યાસથી પરમ નૈષ્કર્મ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૪૯

હે અર્જુન ! આ પ્રમાણે નૈષ્કામ સિદ્ધિ પ્રાપ્ત થવા પછી તે પુરૂષને જ્ઞાનની પરમ અવાધની નિષ્ઠા શી રીતે પ્રાપ્ત થાય છે તે, હું થોડામાં કહું છું તે સાંભળ. ૫૦

જે મનુષ્ય અત્યત શુદ્ધ બુદ્ધિથી યુક્ત થઇને ધૈર્યથી આત્માનો સંયમ કરિ, શબ્દાદિ ઇન્દ્રિયોના વિષયને છોડી, પ્રીતિ અપ્રીતિને નષ્ટ કરી નાંખે છે. ૫૧

એકાંતવાસી, મિતાહારી, મન, વાણી અને શરીરને કબજામાં રાખનાર તેમ નથા એકાગ્રતાજ જેને પરમ કર્તવ્ય છે. સદૈવ ઇશ્વર ચિંતન અને યોગાભ્યાસ કરનારને આત્મસ્વરૂપમાં આશ્રય લેનાર. ૫૨

અને જે મનુષ્ય અહંકાર, દાંભિક, ઉન્મત્તતા, કામ, ક્રોધ, બળ અને સંગ્રહ એ વિકારોને છોડીને મમતા રહિત ( મારૂ એવું જેને છેજ નહિ એવો ) થએલો પુરુષ બ્રહ્મરૂપ થવાને સમર્થ થાય છે. ૫૩

બ્રહ્મને પામેલો બ્રહ્મરૂપી પ્રસન્નચિત્ત પુરુષ, કશી વાતનો શોક કરતો નથી, ને કોઇ વાતની ઇચ્છા ન કરતાં તે બધા પ્રાણિયોને સમાન સમજીને, મારી પરમ ભક્તિ પ્રાપ્ત કરી લે છે. ૫૪

અને હું કેવો અને કેટલો મોટો છું, અને કોણ છું તેનું તેને તાત્વિક જ્ઞાન થાય છે. અને આ પ્રમાણે મારી તાત્વિક ઓળખાણ થયા પછી તે મારામાં જ પ્રવેશ કરે છે ૫૫

જે મનુષ્ય મારોજ આશ્રય કરીને સર્વ કર્મ હંમેશાં કરતાં છતાં પણ પરમ વૈષ્ણવ અવિનાશી પદને પ્રાપ્ત થાય છે. ૫૬

એટલા માટે તારા મનથી સર્વ કર્મ મારામાં અર્પણ કરીને, મારા જ પરાયણ થઇ મારામાં સ્થિર બુધ્ધિ લગાવીને, હરહંમેશ મારામાં ચિત્ત રાખનારો થા. ૫૭

મારામાં ચિત્ત રાખીશ, એટલે મારી કૃપાથી બધાં સંકટ એટલે કર્મનાં શુભાશુભ ફળ તરી જઇશ. અને અભિમાનથી મારૂં નહિ સાંભળે તો તું નાશ પામીશ. ૫૮

હું લડીશ નહિ, એવું જે તું અહંકારનો આશ્રય કરીને માને છે, તે તારો નિશ્ચય નકામો છે, પ્રકૃતિ એટલે સ્વભાવ ( ક્ષત્રિય ગુણ ) તે તને યુદ્ધમાં ખેંચી જશે. ૫૯

હે અર્જુન ! ક્ષત્રિય સ્વભાવ પ્રમાણે તો યુદ્ધ કરવાને તું બંધાએલો છે, અને મોહ પામીને તું યુદ્ધ કરવાની ના પાડે છે, પણ પ્રકૃતિને આધીન થઇને પરાણે તારે યુદ્ધ કરવું પડશે. ૬૦

હે અર્જુન ! ઇશ્વર સર્વ ભૂત માત્રના હૃદયમાં રહી, યંત્ર ઉપર પુતળાં બેસાડયાં હોય તે પ્રમાણે ભૂતોને પોતાની માયાથી ભ્રમણ કરાવતો રહે છે. ૬૧

હે અર્જુન ! સર્વ ભાવથી તેનેજ શરણે જા તેની કૃપાથી પરમ શાન્તિ તેમજ વિષ્ણુના નિત્ય પરમ પદને તું ઘણી સહેલાઇથી પ્રાપ્ત કરી શકીશ. ૬૨

હે અર્જુન! આ પ્રમાણે છાનામાં છાનું એવું જે જ્ઞાન, મે તને કહ્યું એનો પુર્ણ વિચાર કરીને પછી જેમ તારી ઇચ્છામાં આવે તેમ કર. ૬૩

સર્વ ગુહ્ય વસ્તુઓથી અતિ ગુહ્ય એવી એક છેવટની વાત હવે હું તને કહું છું, તે તું સાંભળ, તું મને અત્યંત પ્રિય છે તેથી તારા ફાયદાની આ વાત મારે તને કહેવી છે. ૬૪

તું મારામાં જ મન રાખ મારો જ ભક્ત તથા મારૂં ભજન કરનાર થા, અને મને વંદન કર, એટલે તું મને જ પ્રાપ્ત થઇશ, એ સત્ય પ્રતિજ્ઞાથી હું તને કહું છું, કારણ કે તું મને વ્હાલો ભક્ત છે. ૬૫

સર્વ ધર્મ છોડીને તું મને એકલાને શરણે આવ; હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. જરા પણ બ્હીતો નહિ. ૬૬

આ ગુહ્ય જ્ઞાન તપ વીનાના, અભક્તને અને જેને કથા શ્રવણ કરવાની ઇચ્છા ન હોય તેવાને, મારો દ્વેષ કરનારા હોય તેવાને, તારે કદી પણ કહેવું નહિ. ૬૭

આ જ્ઞાન શ્રેષ્ઠ, રહસ્યમય મારા ભક્તોને કહીશ તો તે મારી દ્રઢ ભક્તિ કરી સંશય રહિત થઇને મને પામીશ. ૬૮

મારૂં ગુહ્ય જ્ઞાન બતાવનારા કરતાં મને વધારે વહાલો કોઈ પણ નથી, અને આ ભૂમિમાં તેના કરતાં મને વધારે વ્હાલો કોઈ થશે નહિ. ૬૯

આપણુ બેના આ ધર્મ સંવાદનું કોઇ અધ્યયન કરશે, તો તેણે સર્વ જ્ઞાન યજ્ઞ વડે મારૂં પૂજન કર્યું, એમ હું માનીશ. ૭૦

તેમજ દોષ ન કાઢતાં શ્રદ્ધાથી, કોઇ સાંભળશે, તો પણ પાપથી મુક્ત થઇ પુણ્યવાન લોકોને પ્રાપ્ત થતા દિવ્ય શુભ લોકમાં તે જશે. ૭૧

હે પાર્થ ! તેં આ બધું એકાગ્ર ચિત્તથી સાંભળ્યું કે ? અને તારો અજ્ઞાન રૂપી મોહ હવે તદન નાશ પામ્યો કે ? ૭૨

અર્જુને શ્રીકૃષ્ણને ઉત્તર આપ્યો કે હે કૃષ્ણ ! આપના પ્રસાદથી મારો મોહ નાશ પામ્યો છે, મને સ્મૃતિ પ્રાપ્ત થઇ છે, સંશયથી રહિત થઇને ઉભો છું, હું આપનું કહ્યું કરીશ. ( હવે હું આપના વચન પ્રમાણે યુદ્ધ કરીશ. ) ૭૩

સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું—આ પ્રમાણે શરીર ઉપર રૂંવાડાં ઉભાં કરનારો વાસુદેવ તથા મહાત્મા અર્જુન વચ્ચેનો આશ્ચર્યકારક સંવાદ મેં સાંભળ્યો. ૭૪

આ અતિ ગુહ્ય જ્ઞાન યોગ જ્યારે શ્રી કૃષ્ણ પરમાત્મા અર્જુનને કહેતા હતા તે મેં વ્યાસજીની કૃપાથી સાંભળ્યો. ૭૫

હે રાજન ! કેશવ અને અર્જુન એ બેનો આ અદ્ભુત અને પુણ્યકારી સંવાદ સંભારી સંભારીને મને વારંવાર હર્ષ થાય છે. ૭૬

અને હે રાજન ! એ શ્રી કૃષ્ણના અતિ અદ્ભુત વિશ્વરૂપને વારંવાર યાદ કરવાથી, મને ઘણોજ વિસ્મય થાય છે, અને રહી રહીને આનંદ થાય છે. ૭૭

જ્યાં યોગેશ્વર એવા શ્રીકૃષ્ણ હોય છે, અને ધનુર્ધારી અર્જુન હોય છે, ત્યાંજ લક્ષ્મી, વિજય, અચળ, ઐશ્વર્ય, અને અચળ નીતિ હોય છે આવો મારો મત છે, એવું સંજયે રાજા ધૃતરાષ્ટ્રને છેવટે કહ્યું. ૭૮

## અધ્યાય અઢારમો સમાપ્ત.





# શિક્ષાપત્રી.

प्रजानां रक्षणं दान मिज्याध्ययन मेव च ।
विषयेश्च प्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥ मनु. स्मृ. ॥ ८९ ॥

પ્રજાનું રક્ષણ કરવું, દાન આપવું, યજ્ઞ કરવા, અધ્યયન કરવું, વિષયોમાં આસક્તિ ન રાખવી, એટલાં ક્ષત્રિયનાં કર્મ જાણવાં. ૧

आ त्वां हार्षमन्तरंधि ध्रुवास्तिष्ठाविचाचलिः । विशस्त्वा सर्वा वाञ्छंतु मा त्वद्राष्ट्रमधिभ्रशत् ॥ इहैवैधि मापच्योष्ठाः पर्वत इवाविचाचलिः । इन्द्र इवेह ध्रुवस्तिष्ठेह राष्ट्रमु धारय ॥ ध्रुवा द्यौर्ध्रुवा पृथिवी ध्रुवासः पर्वता इमे । ध्रुवं विश्वमिदं जगद् ध्रुवो राजा विशामयम् ॥ ऋ. मं. १० सू. १७३.

अभिहृत्य सपत्नान् अभि या नो अरातयः । अभिपृतन्यंतं तिष्ठामि यो न इरस्यति ॥ ऋ. मं. १० सू. १७४.

આ મંત્રોનો પદાર્થ (પદનો અર્થ) સંક્ષીપમાં એવો છે, કે તમોને સામેના પ્રદેશમાંથી પસંદ કરીને લાવ્યા છીએ, તમે હમારા લોકોમાં આવો.

તમે ચંચલતા છોડીને સ્થિર થાઓ, અથવા શાન્તિથી રહો.
તમારો સર્વ પ્રજા ચાહ કરે એવો વર્તાવ કરો.
રાષ્ટ્ર (હમારો દેશ) તમારા હાથથી ભ્રષ્ટ ન થાય.
અહીં આવીને બેસો.
પદચ્યુત ન થાઓ.
પર્વતના સમાન સ્થિર બનીને રહો.
ઇન્દ્રના સમાન અચલ બનો.

હમારા દેશનું પાલણ પોષણ કરો. એવી રીતે કે આકાશ, પ્રથ્વી, અને પર્વત તથા વિશ્વ સ્થિર છે, તેવી રીતે.

આ પ્રજાને સુખ આપનારા રાજા અટલ હોય છે, પોતાના શત્રુઓનો નાશ કરીને ( મનુષ્ય માત્રને સુખ આપવા દુષ્ટોનો નાશ કરો ).

પોતાના દેશ ઉપર ચડી આવનારનો સામનો કરી હટાવો એવી જ રીતે.

જો કોઇ હમારી સાથે સ્પર્ધા કરે તેના સામે થાઓ વેદના સમયમાં "રાજા"ની પદવી પ્રજા કોઇ ખાસ પુરુષને પોતાના તરફથી કારોબાર ચલાવવા વાસ્તે આપતી હતી, જેનાથી દરેક પ્રજાજન પોતાનો વખત તથા મહેનત બચાવી શકે.

આવી રીતે જે મનુષ્યને નિર્માણ કરવામાં આવતો હતો, તે માણુસ દરેક મનુષ્ય માત્રના સંપુર્ણ સુખનો બંદોબસ્ત કરીને દુઃખનો નાશ કરતો હતો. "રા"ધાતુથી નીકલેલો શબ્દ તે રાઃનો અર્થ સુખ આપવું. જે રૈયતને સુખ નથી આપતા તે આરાતિ અથવા દ્રોહી કે દુષ્ટ કહેવાય છે. ૨

પોતે પોતાથી પ્રસિદ્ધિ મેળવવી તે ઉત્તમ, પિતાથી મેળવે તે મધ્યમ, મોસાળ પક્ષથી મેળવે તે અધમ, અને સસરાથી મેળવે તે અધમમાં અધમ ક્ષત્રિય જાણવા. ૩

જેમ સારી કવિતા વિદ્યાઓમાં રત્ન છે, ઘોડા વાહનમાં રત્ન છે, વાંછિત પદાર્થોમાં મોક્ષ રત્ન છે. ભોગ્ય પદાર્થોમાં કામિની રત્ન છે, ઋતુઓમાં વસંતઋતુ રત્ન છે, પર્વતોમાં મેરૂપર્વત રત્ન છે, તેમ ક્ષત્રિયોમાં ક્ષાત્ર તેજવાળા ક્ષત્રિયો રત્ન છે. ૪

રઘુવંશમાં રત્નરૂપી રામચંદ્રજીની કીર્તિ જેવી નિર્મળ છે તેજ નિર્મળ કીર્તિ ક્ષત્રિયોનાં આભુષણ રૂપ છે. ૫

નહુષ રાજાનુ ઐશ્વર્ય, રાવણની શિવભક્તિ, રામચંદ્રજીનું શૌર્ય, સમુદ્રના જેવું ગંભીરપણું તેમજ બળીરાજાનું અને કર્ણ રાજાનું દાતાપણું, એ ક્ષત્રિયોના કુળાચારની પરાપરી છે. ૬

વીરપુરુષોપર ખડ્ગનો પ્રહાર થતાં, માથુ કપાતાની સાથે માથાથી ધડ જુદુ થયા છતાં, જે ધડ શત્રુઓનો સંહાર કરી પુર્ણ વીરતા બતાવે છે, તેજ સુરા ક્ષત્રિયની અમર કીર્તિ અવિચળ રહે છે. ૭

યોદ્ધાઓની પરીક્ષા રણમાં થાય છે, દુઃખના પ્રસંગમાં બાંધવોની, આપતકાળમાં મિત્રની અને વૈભવ ક્ષય થતાં સ્ત્રીની પરીક્ષા થાય છે. ૮

યોગયુક્ત સંન્યાસી, અને યુદ્ધમાં સન્મુખ રહી મરણ પામનારો વીર ક્ષત્રિય, એ બે પુરુષો આ સંસારમાં સૂર્યમંડળને પણ ભેદીને સ્વર્ગે જાય છે. ૯

પોતાને તેમજ પારકાને જો રોમાંચ ન થાય તો, આપનારના દાનને, યુદ્ધ કરનાર વીર ક્ષત્રિયના યુદ્ધને, અને પાઠ કરેનારના શાસ્ત્રને ધિઃકાર છે. ૧૦

અંકુશવાળા હાથવડે હાથી વશ થાય છે, ચાબુકવાળા હાથવડે ઘોડો વશ થાય છે, લાકડીવાળા હાથવડે શીગડાંવાળા પશુઓ વશ થાય છે તેવીજ રીતે તલવારવાળા હાથવડે દુર્જન માણસો વશ થાય છે. ૧૧

વીર ક્ષત્રિયની તલવાર મૃત્યુની શોક્ય છે, કાલકુટ નામના ઝેરની દીકરી છે, સ્મરણ માત્રથી ત્રાસ આપનારી, કર્કોટક નાગની ઉપ માતા છે. વજ્રની માતા છે. પ્રલય કાળના અગ્નિની રાણી છે, કાળ રાત્રિની ભયંકર બહેન છે, અને વિરોધિઓના માટે અપ્સરાઓને બોલાવનારી દુત્તી છે. ૧૨

રણભૂમિમાં માર્યા ગએલા અને જખમાએલા, વીર ક્ષત્રિયોના લોહીથી ભરાએલા ખાબોચીયાં, જાણે મૃત્યુદેવની સ્ત્રીયોનાં વસ્ત્રોને રંગવા સારૂ રંગરેજે કસુબાનાં કુંડા તૈયાર કર્યાં હોય, તેવો દેખાવ કુરૂક્ષેત્રનો મહાભારત વખતે હતો. ૧૩

દુષ્ટ પ્રધાનથી રાજ્યનો નાશ થાય છે, ઉદ્ધત હાથીથી ગામનો નાસ થાય છે, મુર્ખ સાળાથી ઘરનો નાશ થાય છે, તેમજ તેવા મામાથી સર્વનો નાશ થાય છે. ૧૪

નદીનો, નખવાલાં, સિંહાદિ પશુઓનો, ગીંગડાંવાળાં બળદ ભેંસાદિ જાનવરોનો, જેના હાથમાં શસ્ત્ર હોય તેનો, સ્ત્રીઓનો, અને રાજાનો વિશ્વાસ કદાપી કરવો નહિ. ૧૫

રાજા, અગ્નિ, ગુરુ, અને સ્ત્રી આ ચાર ઉપર અતિશય પ્રીતિ કરવાથી વિનાશ થાય છે. અને જો તેઓને દુર રાખીએ તો ફળ મળતું નથી, માટે એમને સાધારણ રીતે જ સેવવા. ૧૬

શત્રુના સ્નેહથી અગરતો ઉપકારથી, જે ક્ષત્રિયો લોભાઇને વિશ્વાસ કરે છે તેને સુખ મળતું નથી, ને પરિણામ ભયંકર આવે છે. ૧૭

સ્વપ્ન જેવી મોટા લોકની મહેરબાની ઉપર વિશ્વાસ ન રાખવો. વિશ્વાસ રાખવાથી પરિણામ ઘણુજ માઠું આવે છે. ૧૮

રાહુના ગળા નીચે જેમ અમૃત જતું નથી, તેમ દુર્જનના ગળા નીચે મનોહર સુભાષિત જતું નથી. તેજ સુભાષિતને હરી જેમ અતિ નિર્મળ કૌસ્તુભ મણીને ધારણ કરે તેમ સજ્જન પુરુષો પોતાના હૃદયમાં સુભાષિતને ધારણ કરે છે. ૧૯

જેમ મચ્છીમારો ગીલ ઉપર ખાધ્ય પદાર્થ ચોંટાડી પાણીમાં રહેલા મચ્છને લાલચમાં નાખી ફસાવે છે. જેમ સિંહને શીકારીઓ પાંજરામાં અજાદિ જાનવરોને પુરવાથી તે ખાવા જનાર સિંહ ફસે છે. જેમ હરણને વાદ્ય વાજીંત્રોથી ફસાવે છે. જેમ વાદિ મોરલીના નાદથી સર્પને ફસાવે છે. તેમ ગલીચ માણસો અનેક પ્રકારની લાલચથી ફસાવે છે. તેવા દુર્જનનો સદાયને માટે વિશ્વાસ કરવો નહિ. ૨૦

પ્રથમ દુર્જનને વંદના કરી પછી હું સજ્જનને વંદના કરૂં છું. કારણકે, ગુદાનું પ્રક્ષાલન કર્યા બાદ જ, દંતધાવનાદિ વિધિ થાય છે. ૨૧

લક્ષ્મી તથા રાજ્ય ખડ્ગથી પ્રાપ્ત થાય છે, યશ પણ ખડ્ગથી પ્રાપ્ત થાય છે, અને શત્રુઓનો વિનાશ પણ ખડ્ગથી થાય છે, માટે ખડ્ગની પ્રશંસા વીર પુરૂષો કરી ગયા છે. ૨૨

ઉત્પન્ન થતાની સાથેજ રોગ અને શત્રુનો નાશ કરવામાં આવતો નથી, તેજ રોગને શત્રુ ગમે તેવા વીર પુરૂષના પાછળથી નાશ કરે છે. ૨૩

ઉંચા, નીચા, તથા સમાન એવા ત્રણ પ્રકારના માર્ગ શોધીને તથા હાથી અશ્વ, પાદલ, કોશ અને બીજા નોકર એમ છ પ્રકારનું બળ સાથે લેઇને સંગ્રામ કલ્પની વિધિવડે ધીરે ધીરે શત્રુના ડેરા પ્રત્યે જવું. ૨૪

દંડના આકારે સેનાની રચના વડે અથવા ગાડાંના આકારે સેનાની રચના વડે અથવા વારાહકાર સેના વડે અથવા મગર. સુચી અથવા ગરૂડાકાર સેનાની રચના કરીને પ્રયાણ કરવું. ૨૫

જે ઠેકાણે શત્રુના ભયની શંકા હોય તે ઠેકાણે સેનાનો વિસ્તાર કરવો. અને રાજાએ પોતે પદ્મવ્યુહ વડે હમેશા રહેવું. ૨૬

સેનાપતિ અને સેનાના નાયકને સર્વ દિશાઓમાં નિયુક્ત કરવા અને જે દિશામાં ભયની શંકા હોય તેની કલ્પના કરવી. ૨૭

સેનાનાં અગ્રગણ્ય મોરચાંને ભિન્નભિન્ન સંજ્ઞા આપીને ચારે બાજુ તેઓને નિયત કરવાં. ૨૮

યોધ્ધાઓ થોડા હોય તો તેને એકઠા કરીને યુધ્ધ કરાવવું; ઘણા હોય તો ફેલાવીને યુધ્ધ કરાવવું, તેમાં પણ પ્રથમ કહ્યા પ્રમાણે વ્યુહ રચના કરીને પછી લડાઇની સરૂઆત કરવી. ૨૯

સપાટ પૃથ્વી પર રથ અને અશ્વોથી યુધ્ધ કરવું, પાણીની જગ્યાએ હાથી અને નૌકાથી યુધ્ધ કરવું, વૃક્ષ અને લતાઓવાળી પૃથ્વીપર ધનુષ્યો વડે અને તે સિવાયની પૃથ્વીપર ઢાલ તલવાર આદિ આયુધો વડે યુદ્ધ કરવું. ૩૦

વ્યુહ રચના કરીને યોધ્ધાઓને ઉત્સહી કરવા, અને તેની પરીક્ષા કરવી તથા શત્રુઓને સાથે લડતાં પણ તેની ચેષ્ટાઓ જોતા રહેવું કે તેઓ કેવી રીતે યુદ્ધ કરે છે. ૩૧

કિલ્લાનો આશ્રય કરી રહેલો હોય અથવાં બહાર હોય તો પણ શત્રુને ઘેરી લેવો. અને તેના દેશનો નાશ કરવો. અને તેના ઘાસ અન્ન પાણી લાકડાં વીગેરે રાસનનો નાશ કરવો. નાશ કરવાનો વખત ન મળે તો માટી રાખ વીગેરે પદાર્થો મેળવી તેને દુષિત કરવા. ૩૨

તળાવો ભરેલાં હોય તો તેને ફોડી નાખવા, કિલ્લાઓની ભીતો તોડી નાંખવી, હરેક પ્રકારે શત્રુને નિર્બળ કરવા રાત્ર પણ ત્રાસ આપવો. ૩૩

શત્રુ રાજાના વંશમાં જે હોય, અને તે રાજ્ય મેળવવાના લોભી હોય, તેઓને તથા શત્રુનાથી ક્ષોભ પામેલાને ફોડીને તેના કામની ચેષ્ટા જાણી લેવી. ૩૪

સામ, દામ, દંડ અને ભેદ વડે કરીને અથવા એ બધા ઉપાયો સથે કરીને શત્રુને જીતવાનો પ્રયત્ન કરવો. ૩૫

જય મેળવ્યા પછી જ્ઞાનીઓનું, તથા ધાર્મિક બ્રાહ્મણોનું, ભૂમિ સુવર્ણાદિ દાન વડે પૂજન કરવું, તથા જીતાએલા દેશના મનુષ્યોને જેને જેને લડાઇમાં હાની થઇને દીન અવસ્થા આવી હોય, તેને નિર્વાહમાટે કાંઇ આપવું; અને તેઓને અભયદાન આપવું. ૩૬

શત્રુ રાજાના વંશમાં નજીકના ગાદી વારસ હોય તેને રાજ્યગાદી ઉપર અભિષેક કરવો, ને રાજ્ય કારોબાર કેમ ચલાવવો તેના નિયમો કરી આપવા. ૩૭

તે શત્રુ રાજાના દેશના જે ધર્મો હોય તેને પ્રમાણ માનવા, અને રત્નો વડે તેના પ્રધાન પુરુષો સાથે તે અભિષેક કરાએલા રાજાનો સત્કાર કરવો. ૩૮

સત્પુરુષો નઠારા સંસર્ગથી પણ પોતાનો ઉત્તમ સ્વભાવ છોડતા નથી, કારણ કે કોયલ કાગડાના સંસર્ગથી પણ પોતાનો સુંદર અવાજ છોડતી નથી. ૩૯

જે ક્ષત્રિયના શરીરમાં ઘા વાગ્યા ન હોય, તે મરી જાય તો તે ક્ષત્રિયના કર્મનાં વખાણ થતાં નથી. જે શુરા ક્ષત્રિય હોય તે પોતાની જ્ઞાતિના સમુદાયથી વીંટાઇને, સંગ્રામમાં શત્રુઓનું નિકંદન કરીને, તથા તીવ્ર શસ્ત્રો વડે ક્લેશ પામીને, મૃત્યુ પામવાને યોગ્ય છે. ૪૦

અરે હે યોદ્ધાઓ ! યુદ્ધમાં શુરાતન વાપરી મરનાર ને ગાંધર્વ કન્યાઓ વરે છે, જેઓ સંગ્રામમાંથી નાસીજનારા છે, તેઓ નરકલોકમાં જાય છે. અને અનંત કાલ સુધી અપકીર્તી ભોગવે છે. ૪૧

ધર્મમાં તત્પરપણું, મુખમાં મધુરપણું, દાનમાં ઉત્સાહપણું, મિત્રમાં નિષ્કપટપણું, શાસ્ત્રમાં જ્ઞાતાપણું, હરિ સ્મરણમાં નિપુણ અને યુદ્ધ કળામાં નિપુણ એ ગુણો કોઇ ક્ષત્રિય વીર પુરુષમાં જ જોવામાં આવે છે. ૪૨

ઘોડાઓના હણહણાટના શબ્દો, મેઘોની ગર્જનાને જીતી લેનારી હાથીઓની ગર્જનાઓ, ધનુષ્યોની દોરિયોના ટંકારો, પ્રૌઢ નગારાંઓના નાદો, મર્દલ નામના વાજાંઓના ઉદ્દંડ શબ્દો અને મદોન્મત હાથીઓના શરીર પર લટકતી ઘંટાઓના નાદ કાનો ઉપર આવતાં, વીર પુરુષો ઉપર આશક્તિ ધરાવનારી અપ્સરાઓ શણગારો સજવા માટે ઉતાવળ કરે છે. ૪૩

નિર્દય રીતે ખડગોના પ્રહારોથી તુટેલાં બખતરોમાંથી ઉડતાં પુમડાંઓ વડે આકાશ તથા દિશાઓ જાણે સફેદ વાળોથી સંયુક્ત થયેલી હોય તેવી સફેદ દેખાવા લાગી. ૪૪

કોઈ યોદ્ધાએ નામચીન તલવાર જાણીને પુરઠાઠથી ધારણ કરેલી, તેજ તલવાર જ્યારે સામા પક્ષનો યોદ્ધો બહાદરીથી ઠગીને ખેંચી લે છે, ત્યારે તે પ્રથમ ધારણ કરનારનો જ દ્રોહ કરે છે. ૪૫

સામા યોદ્ધાઓના પ્રહારથી કંઠ કપાઇ જતાં, અત્યંત ઉંચે ઉછળેલું કોઈ યોદ્ધાનું મસ્તક કે જે રાહુના જેવા ભયંકર આકાર-વાળું હતું તેને વરવા આવેલી અપસરાઓ ત્રાસ પામી. ૪૬

રથમાં બેસીને યુદ્ધ જોવા ઉભેલી ક્ષત્રિયાણી, યુદ્ધમાં પોતાના પતિને પ્રાણત્યાગ કરેલા જોઇ પ્રેમવશ થઇ તુરત જ તેના શ્વાસ સાથે

પતિવ્રતપણાના તપના બલથી સતી થઇ, અખંડ દેવપણુ પામીને પોતાના પતિની સેવામાં સ્વર્ગમાં જાય છે. ૪૭

હરેક પળે સત્પુરુષોના માર્ગે ચાલવું જોઇએ, કદાપિ પુરેપુરૂ આચરણુ ન કરાય તોપણુ તેમનાં આચરણો લક્ષમાં તો રહેવાં જ જોઇએ. ૪૮

પોતે પોતાનું આચરણુ હર હંમેશાં જોવું, કે મારૂં આચરણુ પશુઓના જેવું છે કે સત્પુરુષોના જેવુ છે. ૪૯

ઉદ્યોગ જરૂર કરવા તેમાં ફલ બીલાડીની પેઠે થાય છે. બીલાડીએ આખી જીંદગી ભરમાં ગાય કે ભેંશ રાખેલી હોતી નથી છતાં ઉદ્યોગ કરીને, દૂધ દરરોજ પીએ છે. ૫૦

સિંહણુ એક સારા પુત્રથી નિર્ભય થઇ સૂવે છે. એક ચંદ્રથી જેમ આકાશ ઉજ્વળ થાય છે, તેમ સુપુત્રથી આખું કુળ ઉજ્વળ થઇ જાય છે. ૫૧

પત્થર પર ઘસવાથી જેમ સુવર્ણુની પરિક્ષા થાય છે, તેવી જ રીતે મિત્ર, સ્વજન; બંધુ; બુદ્ધિ; ધૈર્યની પણુ આપત્તિ વેળાએ જ પરિક્ષા થાય છે. ૫૨

ઘણાં દાન કરવાથી બળી રાજા બંધાયો અતિષય અભિમાન રાખવાથી દુર્યોધન બંધાયો; અને અતિષય ગર્વથી રાવણુનો નાશ થયો; માટે "**सर्वदा अतिवर्जयेत**" ૫૩

ધન હોય તો વ્યાપાર કરવો, થોડું ધન હોય તો ખેતી કરવી, કંઈ ન હોય તો નોકરી કરવી, પણુ ગમે તેવા સંજોગોમાં ક્ષત્રિઓએ ભીખ તો માગવીજ નહિ. ૫૪

હંમેશાં ચાલવું તે દુઃખદાયક છે, તેના કરતાં પારકા ઘેર રહેવું તે દુઃખદાયક છે, તેના કરતાં નીચની સેવા કરવી તે દુઃખદાયક છે; અને તેનાથી પણુ નિર્ધનપણું ઘણું જ દુઃખદાયક છે. ૫૫

સમુદ્રમાં વરસાદ થાય તે નકામો છે, ધરાયેલાને ભોજન આપવું વૃથા છે, પૈસાવાળાને દાન આપવું નકામું છે, અને દિવસે દીવો કરવો એનકામો છે. ૫૬

યમરાજાના સહોદર (સગા ભાઈ) જેવા હે ઊંટવૈદુ કરનારા વૈદરાજ! તમને તો નમસ્કાર છે કારણ કે, યમરાજ ફક્ત પ્રાણને જ હરે છે અને તમે તો પ્રાણ તથા પૈસો બેઉને હરો છો. ૫૭

કોઈ પણ જાણતું નથી કે કાલે કોનું શું થશે, માટે જ કાલે કરવાનું કાર્ય બુદ્ધિમાને આજેજ કરવું જોઇએ. ૫૮

ઉદ્દાર પુરુષને દ્રવ્ય તૃણ સમાન છે, વીર પુરુષને મરણ તૃણ જેવું છે, વિરક્તને સ્ત્રી તૃણ તુલ્ય છે, અને નિસ્પૃહીને સકળ જગત તૃણવત્ છે. ૫૦

આયુષ્ય, દ્રવ્ય, ઘરનું છિદ્ર, મંત્ર, મૈથુન, ઔષધ, દાન, માન અને અપમાન એ નવ વસ્તુ ગુપ્ત જ રાખવી. ૬૦

તપશ્ચર્યા કરવામાં એક જ માણસ જોઇએ, વિદ્યાભ્યાસમાં બે જણા, ગાયન ગાવામાં ત્રણ જણા, રસ્તે ચાલવામાં ચાર જણા, ખેતી-વાડીમાં સાત માણસો, અને યુદ્ધમાં તો ઘણા માણસો જોઇએ. ૬૧

દાતૃત્વ, સારૂ બોલવાપણું, ધૈર્યતા અને સમયસુચકતા એ ચાર ગુણ અભ્યાસથી પ્રાપ્ત થતા નથી, પરંતુ એ તો કુદરતી રીતે જ પ્રાપ્ત થાય છે. ૬૨

અન્નદાન કરતાં વિદ્યાદાન અતિ શ્રેષ્ટ છે, કારણકે અન્નથી ક્ષણિક તૃપ્તિ થાય છે, પરંતુ વિદ્યાથી તો જીંદગી પર્યંત સુખ મળે છે. ૬૩

મન, મોતી ને કાચ એ ત્રણ ભાંગ્યા પછી સંધાતા નથી, તેવી જ રીતે તુટેલી તલવાર પણ વીર ક્ષત્રિયને કામમાં આવતી નથી. ૬૪

ગાળીને પાણી પીવું, ભયરહિત સ્વાદિષ્ટ અન્નનું ભક્ષણ કરવું, દરેક કામ વિચારીને કરવું, અને જે ઠેકાણે નિર્ભયતા હોય ત્યાં વસવું તેના જેવું બીજું સુખ નથી. ૬૫

એમાથી એક દેવ હરી કે શીવને ભજવા. મિત્ર એક જ કરવો રાજા કે યોગી, એક જ સ્ત્રી પરણવી, રહેવાનું ઠેકાણું એક જ રાખવું શહેરમાં કે જંગલમાં. ૬૬

પગલે પગલે રત્નો છે: ને યોજને યોજને રસની કુપીઓ છે; પણ ભાગ્યહિન માણસો તે જોઈ શકતા નથી; બાકી પૃથ્વી તો અનેક પ્રકારનાં રત્નોવાળી છે. ૬૭

સોવાર મોંઢેથી બોલેલા શબ્દો હોય તો, તેના કરતાં એકજ વખતે તે બાબતનું લખાણ કરે અથવા લેખ કરેલો કામમાં આવે છે, ને તેવા સો લેખો હોય તેના કરતાં કબજો હોય તેજ ફાવે છે. ૬૮

અગસ્ત્ય મુની મારા પિતાનું પાન કરી ગયા, ભૃગુ ઋષિએ કોપથી મારા પતિને પગથી લાત મારી; બીજા બ્રાહ્મણો બાળપણથી મારી વૈરીણી બહેન સરસ્વતિને નિત્યે પોતાના મુખરૂપી વિવરમાં રાખ્યા કરે છે અને પ્રતિ દિવસ શંકરની પુજાના માટે મારા ઘર (કમળ) ને છેદે છે તેથી ખેદ પામીને નિત્યે બ્રાહ્મણના કુલનો ત્યાગ કરૂં છું. ૬૯

પરાધિન જીંદગી નકામી છે, પર સ્ત્રીનું સુખ નકામું છે, પારકાની લક્ષ્મી નકામી છે, અને પુસ્તકમાં રહેલી વિદ્યા નકામી છે, તેવીજ રીતે શસ્ત્ર વગરનો ક્ષત્રિય નકામો છે. ૭૦

બગલાનું ધ્યાનરૂપ શસ્ત્ર છે, વેશ્યાઓનું મોહરૂપ શસ્ત્ર છે, અને સાધુત્વરૂપી શસ્ત્ર અસુરોનું છે, આ શસ્ત્રો પારકા પ્રાણને હરણ કરનારાં છે. ૭૧

ગુપ્ત મૈથુન, ધૃષ્ટતાપણું, સમય આવે ત્યારે ઘર બાંધે, અને પ્રમાદ કે આલસ્ય નહિં રાખે, તે પાંચ ગુણ કાગડાથી શીખવા. ૭૨

યુદ્ધ કરવામાં હોંશીયાર, પ્રાતઃકાળમાં ઊઠનાર, પોતાના બંધુવર્ગ સાથે ભોજન કરનાર, અને આપત્તિમાં આવેલી પોતાની સ્રીનું રક્ષણ કરવું, એ ચાર ગુણો કુકડા પાસેથી શીખવા. ૭૩

પોતાની શક્તિ પ્રમાણે જ દાન કરવું; કે જેથી પ્રશ્ચાતાપ ન થાય બળીરાજા શક્તિ ઉપરાંત દાન કરવાથી બંધનમાં આવ્યો અને દાન **દોષની** શુદ્ધિને માટે આત્મા અર્પણ કર્યો. ૭૪

સ્નાન મનની પ્રસન્નતાને ઉત્પન્ન કરે છે, નબળા સ્વપ્નનો નાશ કરે છે, શુદ્ધતાવાળુ, તેજને વધારનારૂં, શ્રમને નિવારણ કરનારૂં, જઠ-રાગ્નિ વધારનારૂં. આયુષ્યની વૃદ્ધિ કરનારૂં છે. ૭૫

તાંબુલ નિપુણતા લાવે છે તેજને વધારે છે, જઠરાગ્નિની વૃદ્ધિ કરે છે, દુર્ગંધાદી દોષનો નાશ કરે છે, વિદ્વાનની આગળ, રાજાની આગળ, અને રણમાં હર્ષ ઉત્પન્ન કરે છે, કામદેવનું તો ગૃહ છે, લક્ષ્મીને ઉત્પન્ન કરનાર, અને સુખનું સ્થાન છે. ૭૬

બધાય સંગ્રહ કરતાં ધાન્યનો સંગ્રહ ઉત્તમ છે, કારણ આપત્તકાલે અન્ન ન મળવાથી રત્નોનું ભક્ષણ થઇ શકતું નથી. ૭૭

વિદ્યા જ નરનું અધિક રૂપ છે, ગુપ્ત ધન છે, ભોગયશ તથા સુખને આપનારી છે, ગુરુની પણ ગુરુ છે, પ્રવાસમાં બંધુ સમાન છે, પરમ દૈવત રૂપ છે. ૭૮

વિદ્યા રૂપી ધન, ચોર કે રાજાથી હરાતું નથી. ભાઇયોથી ભાગ પડાવાતો નથી, તેમજ વિદ્યા ધન સર્વ ધનથી શ્રેષ્ઠ છે. ૭૯

વિદ્યાભ્યાસ અને વીચાર વખતે જ શોભે છે તેમજ વિવાહ અને વિવાદ પણ સમયે જ શોભે છે માટે સમયસુચકતા વાપરવાની ટેવ હરેક ક્ષત્રિયે રાખવી. ૮૦

ટીપુ ટીપુ પાણી પડવાથી જેમ સરોવર ભરાય છે. તેવીજ રીતે વિદ્યા, સદ્ગુણ, ધર્મ, અને દ્રવ્ય પણ થોડે થોડે મેળવાય છે. ૮૧

અક્ષર માત્ર મંત્ર છે, વનસ્પતિ માત્ર ઓષધી છે, તેવીજ રીતે દરેક ક્ષત્રિય પોતપોતાની યોગ્યતા અનુસાર ઉપયોગી છે. ૮૨

લંકા જેવી નગરી જીતવી, સમુદ્રને તરવો, રાવણ જેવા શત્રુને મારવો, આવા ભગીરથ કાર્યમાં સહાયક માત્ર વાંનરને રિંછ જ હતા. તથાપિ એકલા રામે સર્વ રાક્ષસોના કુળનો નાશ કર્યો. તેથી જે વીર ક્ષત્રિયો છે, તેમના કાર્યની સિદ્ધિ પરાક્રમથી જ થાય છે. ૮૩

ઉદ્યોગી કદી ભૂખે મરતો નથી, કારણ ઉદ્યોગીને દુઃખ સતાવી શકતું નથી, ઉદ્યોગથી સુખ અને સંપત્તિ આવે છે, ઉદ્યોગી પુરૂષની વહારે પ્રભુ જરૂર આવે છે. ૮૪

પોતે પોતાના આચરણથી જ મનુષ્ય નાનો અથવા મોટો થઇ શકે છે, જેમ કુવાનો ખોદનાર દિવસે દિવસે નીચે જાય છે, અને મકાન બાંધનાર દિવસે દિવસે ઊંચે જાય છે તેમ. ૮૫

પોતાની બુદ્ધિ પ્રમાંણે ચાલવાથી સુખ થાય છે. ગુરૂની બુદ્ધિ પ્રમાણે ચાલવાથી વિષેશ સુખ થાય છે, પારકી બુદ્ધિએ ચાલવાથી વિનાશ થાય છે, અને સ્ત્રીની બુદ્ધિ પ્રમાણે ચાલવાથી પ્રલય થાય છે. ૮૬

પુરૂષને સ્રીએ ગાઢ પ્રીતીથી વશ કર્યો હોય, તોપણ સ્રીવશ થઇને રહેવું નહિ, છતાં જો સ્રીવશ થાય તો મૂર્ખ જાણવો. કારણ કે સ્રીવશ થવાથી જ દશરથ રાજાએ રામ લક્ષ્મણને દેશવટો દીધો, અને તેજ વિયોગથી તેમનો સ્વર્ગવાસ થયો. ૮૭

માતા, બ્હેન, અને પુત્રી, એમની સાથે એક પથારીએ કદાપિ શયન કરવું નહિ, કારણ કે ઇન્દ્રિયોનો સમૂહ એવો બળવાન છે કે તે વિદ્વાનને પણ આકર્ષણ કરે છે. ૮૮

સ્ત્રી તેજ કે જે પ્રિય શબ્દથી બોલે છે, પુત્ર તેજ કે જે પિતાનું કામકાજ ઉપાડી લઇ તેની ફરજ અદા કરે છે, મિત્ર તેજ કે જ્યાં વિશ્વાસ રખાય છે, અને દેશ તેજ કે જ્યાં ઉપજીવિકા ચાલે છે. ૮૯

સજ્જન પુરુષો નારીયેળના ફળના જેવા (બાહેરથી કઠોર પણ અંદર રસ ભરેલા) જોવામાં આવે છે તેમજ કનિષ્ટ પુરુષો બદરી બોર જેવા બાહેરથી મનોહર પણ અંદરથી કઠોર હોય છે. ૯૦

જ્યાં સત્ય છે ત્યાં ધર્મ હોય છે, જ્યાં ધર્મ હોય ત્યાં ધન હોય છે, જ્યાં નીતિ શાસ્ત્ર જાણનારા વીર પરાક્રમી સેનાધિપતીઓ છે ત્યાં વિજય જરૂર હોય છે. ૯૧

ક્ષમા કરવા સરખું બીજું તપ નથી, સંતોષ રાખવા સરખું બીજું સુખ નથી, તૃષ્ણા સરખો બીજો વ્યાધિ નથી, અને દયાથી વધારે બીજો કોઇ ધર્મ નથી. ૯૨

વિદ્વાન્પણું અને રાજાપણું કદાપિ તુલ્ય હોતું નથી કારણ કે, રાજા પોતાના જ દેશમાં પૂજાય છે, અને વિદ્વાન સર્વે ઠેકાણે પૂજાય છે. ૯૩

ઉત્તમ પુરુષોનાં હૃદય વજ્રથી પણ કઠોર છે અને પુષ્પથી પણ કોમળ છે તેથી તે હૃદયને જાણવાને કોણ સમર્થ થાય છે. ૯૪

ભોજન, સંભાષણ, પ્રશ્ન અને સમાગમ એ ન્યાતિવાળાઓ જોડેજ કરવા, ન્યાતિની સાથે કદાપિ વિરોધ કરવો નહિ. ૯૫

આ લોકમાં નિર્ધન વધારે દુઃખી છે, તેનાથી જેના માથે દેવું હોય તે વધારે દુઃખી છે, તેના કરતાં જે રોગી હોય તે વધારે દુઃખી છે, તેના કરતાં જેને દુષ્ટ સ્ત્રી હોય તે અતિશય દુઃખી છે. ૯૬

શાણા ક્ષત્રિયોએ, રાજાની, ધનવાનની, બાળકની, પોતાના કુટુંબના વૃદ્ધની, તપશ્ચર્યા કરનારની, વિદ્વાન માણસની, સ્ત્રીની, અને ગુરૂની સામા વાદવિવાદમાં ઉત્તર આપવો નહિ, કારણ કે એથી ઘણુંજ ભયંકર પરિણામ નિપજે છે. ૯૭

સારા બોલ બોલવાથી દરેક પુરુષ પ્રસન્ન થાય છે, માટે હમેશાં પ્રિય અને સમય અનુસરતુંજ બોલવું. સારાં વચનો માટે દરિદ્રતા શું કરવા કરવી ? ૮૬

દુઃખ પડવાથી વ્યાકુલ થયા હોઈએ તોપણ હૃદયમાં વિષ્ણુસ્મરણ કરવું, જુઓ ભીષ્મ બાણોથી વીંધાઈને બાણશય્યા પર સુતેલા હતા છતાં પણ પરમાત્માનું સ્મરણ કરતા હતા. ૮૭

કઠોર ભાષણ રૂપી ઝેરથી પલાળેલાં ભયંકર વચન બોલવાં નહિ, કારણ કે કઠોર ભાષણોના રોષથી ભીમસેને કૌરવ કુળનો ક્ષય કર્યો. ૮૮

શ્રેષ્ઠ પુરુષે પોતાનું ઐશ્વર્ય, "દોલત," પુત્રને સ્વાધીન ન કરવું, કારણ કે ધૃતરાષ્ટ્રે દુર્યોધનને પોતાની સત્તા આપવાથી તે તરણા જેવા બન્યા હતા. ૮૯

આવક કેટલી છે તેનો વિચાર કર્યા સિવાય જે પૂરૂષો પોતાની ઇચ્છા માફક ખર્ચ કરે છે, તે કુબેર તુલ્ય દ્રવ્યવાળા હોય તો પણ તેમનું દ્રવ્ય નાશ પામે છે. ૯૦

આવકના ચોથા ભાગનોજ ખર્ચ કરવો, જેમ મોટા પાત્રમાં ભરેલ તેલનો દીવો ઝીણી દીવેટ રૂપી જુજ વ્યયથી ઘણો વખત અજવાળું આપે છે. ૯૧

પૈસા હોવા છતાં ઉપભોગ કરવાને મનુષ્યો જાણતા નથી, જેવી રીતે કુતરો કંઠ સુધી પાણીમાં ડુબ્યો હોય, તો પણ જીભથીજ પાણીને ચાટે છે. ૯૨

બાર ગાઉએ બોલી બદલાય છે. ઋતુનો બદલો થતાં ઝાડપાન લીલાં થાય છે, વૃદ્ધા અવસ્થા પ્રાપ્ત થતાં કેશ સફેદ થાય છે, પણ પડેલી ખરાબ ટેવ કદી જતી નથી. છતાં તેવી કુટેવો છોડવાનો પ્રયત્ન તો કરવો જ. ૯૩

સિંહો. સત્ય પુરુષો, હાથીઓ પોતાનો દેશ છોડીને દૂર ચાલ્યા જાય છે, તો ત્યાં પણ સુખી થાય છે. પણ કાગડા રૂપી ખળ પુરુષો દેશ છોડીને જાય છે છતાં દુઃખી થાય છે. ૯૪

દોરડામાં પોરવેલા કુહાડાની માળાને જોઇને આખા વનનાં વૃક્ષો કંપવા લાગ્યા. ત્યારે વૃદ્ધ વૃક્ષ બોલ્યું કે તમો ડરશો નહિ, હજી તેમાં આપણી જાત ભળી દેખાતી નથી. ૯૫

પુરી મજબુતીવાળું થોડુક સૈન્ય હોય તો તે સારૂં, પણ નાહિમ્મત માણસોની ઘણી સંખ્યા નકામી છે, કારણ નમાલા માણસો ભાગી જવાથી તેમની સાથે સાચા શુરા પણ નાસવા જ લાગે છે. ૯૬

મિત્રદ્રોહી, કૃતઘ્ની, સ્ત્રિહત્યા કરનારો, અને ચાડીયો તથા ઘાતકી એ ચારના પાપ માટે પ્રાયશ્ચિત જ નથી. ૯૭

સુપુત્ર જેમ કુલદિપક છે, તેમ ત્રણ લોકનો દિપક ધર્મ છે. જે ધર્મના રક્ષણ અર્થે દરેક પળે આત્મદાન કરવા તત્પરતા રાખે છે તેજ શ્રેષ્ઠ ક્ષત્રિય વીર છે. ૯૮

પરોપયાર રહિત જીવન ધિક્કારવા યોગ્ય છે. કારણ પરોપકાર અર્થેજ ક્ષત્રિય જીવન પ્રાપ્ત થયેલ છે, જ્યારે મરેલા પશુનું ચામડું પણ પરોપકાર કરે છે. તો જેનું જીવન પરોપકારાર્થે હોય તેમણે તો જરૂર પરોપકાર કરવો જોઇએ. ૯૯

સત્તપુરુષ તેજ કે જે સત્ય કર્મ કરે છે, આખા વનમાં જેમ એકજ ઝાડ હોય છે, કે જેના પુષ્પોની સુગંધથી આખા વનને સુવાસિત કરે છે, એકજ ચંદ્ર રાત્રિને વિષે પ્રકાશ આપે છે. ૧૦૦

કવિત.

એહી બિરદ રાજપુત, કબહુ મુખ જૂઠ ન બોલે,
એહી બિરદ રાજપુત, પરત્રીયા કચ્છ ન ખોલે;
એહી બિરદ રાજપુત, અરથ બાંટે કર જોરે,
એહી બિરદ રાજપુત, લાખ લાખન બીચ ઓરે.
એહી બિરદ રાજપુત, યમરાય બી થરથરે,
એહી બિરદ રાજપુત, રણધેલા હો કર ફીરે. ૧૦૧

દુહો.

પહેલો પાયક હોય, ચાકર થઇ, ચલમો ભરે,
નિશ્ચે નાયક હોય, સાચુ સોરઠીઓ ભણે. ૧૦૨

દુહો.

બાંકા રહેજો બાલમા, બાંકે સબ કુચ હોય.
બાંકી બનકી લકડી, કાટ ન શકે કોય. ૧૦૩

દુહો.

ધન જાતાં જાતાં ધરા, સ્ત્રી લુટાતાં પંથ,
તીન અવસર મરવા તણા, કુણુ રાય કુણુ રંક. ૧૦૪

છપ્પો.

મોટા સાથે વેર, કરે તો કારજ કુંડું,
મોટા સાથે વેર, કરે તો ભાગ્ય જ ભુંડું;
મોટા સાથે વેર, કરે તો જીવજ ખોઇએ,
મોટા સાથે વેર, કરે તો બંધન રહીએ.

માની વાત મોટા તણી, નિંદા તેની નવ કરીએ;
શામળ કહે હોય પ્રીત, પુર તોયે મોટાથી ડરીએ. ૧૦૫

### છપ્પો.

હિંમતથી જીતે હોડ, હિંમતથી દુશ્મન હારે,
હિંમતથી નાસે ભૂત, હિંમતથી અરી ન મારે;
હિંમતથી નાસે ચોર, હિંમતથી રાય ન દંડે,
હિંમતથી કરે વેપાર, હિંમતથી મહિમા માંડે.
સુર પુર હિંમત થકી, જપ તપ સાધન જે કરે;
હિંમતથી જે જીતે જગત, શામળ કહે સ્વર્ગે સંચરે. ૧૦૬

### છપ્પો.

યહી બાણુ ચહુઆન, રામ રાવણ ઉથપ્પો,
યહી બાણુ ચહુઆન, કરણ શિર અર્જુન કપ્પો;
યહી બાણુ ચહુઆન, શંકર ત્રિપુરાસુર સંધ્યો,
યહી બાણુ ચહુઆન, ભ્રમર લચ્છમ કર વિંધ્યો.
સો બાણુ આજ તોરે કર ચઢ્યો, ચંદ બિરદ સચ્ચો કહે,
ચહુઆન રાજ સમલ કર, મત ચુકે મોટે તવે. ૧૦૭

### કવિત.

ઇંદ્ર જિમિ જંભ પર, વાડવ જ્યોં અંભપર,
રાવનસો દંભ પર, રઘુકુળ રાજ હે,
પોન વારી વાહ પર, શંભુ રતિ નાહ પર,
જ્યોં સહસ્ત્ર બાહ પર, રામ દ્વિજ રાજ હૈ,
દાવા દ્રુમ દંડ પર, ચિત્તા મૃગ ઝુંડ પર,
ભુખ ન દિતંડ પર, જૈસે મૃગ રાજ હે,
તેજ તમ વંશ પર, કાન્હ જિમિ કંસ પર,
ત્યોં મ્લેચ્છ વંશ પર, સિંહ શિવરાજ હૈ. ૧૦૮

# સંક્ષિપ્ત રામાયણ.

आदौ रामतपोवनादिगमनं हत्वा मृगंकांचनम् ।
वैदेहीहरणं जटायुमरणं सुग्रीवसंभाषणम् ॥
वालीनिग्रहणं समुद्रतरणं लंकापुरी दाहनम् ।
पश्चाद्रावणकुमकरणमरणं ह्येतद्धिरामायणम् ॥ १ ॥

**રામચંદ્ર** એ સૂર્યવંશી દશરથ રાજાનાં રાણી કૌશલ્યાજીએ જન્મ આપેલ કુંવર, વિષ્ણુનો અવતાર. એમણે પ્રથમ કૌશલ્યાજીને દર્શન આપી, પછી બાળક રૂપે થઇ ગયા હતા. એમણે વશિષ્ટ ગુરુ પાસે વિદ્યાભ્યાસ કર્યો, ને પછી **વિશ્વામિત્ર** ઋષિ પોતાના યજ્ઞના રક્ષણને માટે તેડી ગયા હતા. રસ્તામાં જતાં **ત્રાટિકા** રાક્ષસ સ્ત્રીને મારી, અને **વિશ્વામિત્રના** ત્યાં યજ્ઞ પ્રસંગે જે રાક્ષસો દુઃખ દેતા હતા તેઓને પણ માર્યા.

**વિશ્વામિત્રની સાથે જનક રાજાને ત્યાં જવા નીકળ્યા, રસ્તામાં ગૌતમની સ્ત્રી અહલ્યા** શલ્યા થઇને પડયાં હતાં, તેમને ચરણ સ્પર્શ કરી, ઉદ્ધાર કર્યો: **જનક** રાજાને ત્યાં **સિતાજીના** સ્વયંવરમાં, ત્ર્યંબક નામનું ધનુષ્ય ઉપાડવા જતાં **રાવણનો** હાથ ચગદાયો હતો. તે ધનુષ્યને **રામચંદ્રજીએ** ઉપાડી ત્રણ ટુકડા કરી નાંખ્યા હતા. પછી **સિતાજી** સાથે લગ્ન કર્યું હતું. ત્યાંથી **અયોધ્યામાં** આવતાં રસ્તામાં **પરશુરામને** મળ્યા, અને તેમનું તેજ હરણ કરી લીધું હતું. **અયોધ્યામાં** આવી પહોંચ્યા બાદ **વશિષ્ટ** ગુરુ પાસે, ધનુર્વિદ્યાનો વિશેષ અભ્યાસ કર્યો. પછી **દશરથ** રાજાએ **રામચંદ્રજીને** ગાદીએ બેસાડવાનો વિચાર કર્યો. ત્યારે તેમનાં રાણી **કૈકેયીએ** પોતાના કુંવર **ભરતજીને** ગાદી બેસાડવાની હઠ કરી. આ સ્ત્રીહઠના સબબે તેમજ **રામચંદ્રજીના** વનવાસના વિયોગથી, **દશરથ રાજા મૂર્છિત થઇ પડી મૃત્યુને પામ્યા.**

રામચંદ્રજી વનવાસ જતાં, ગંગાનદિ ઉતરી પ્રયાગરાજમાં ભારદ્વાજ ઋષિના ત્યાં રહ્યા. ને ત્યાંથી ચિત્રકુટ પર્વત ઉપર, વાલ્મિક ઋષિના આશ્રમમાં રહ્યા. અહીં રામને મળવાને અયોધ્યાથી ભરતજી જે પોતાના મોસાળમાં હતા. ત્યાંથી તે તથા અયોધ્યાથી શત્રુઘ્ન અને બીજા શહેરીઓ આવ્યા. તેમનાથી દશરથરાજાના સ્વર્ગવાસના સમાચાર સાંભળી રામચંદ્રજીએ બહુ શોક કર્યો. ને ગયાજી જઇને તેમનું શ્રાદ્ધ કર્યું. પછી ચિત્રકુટ આવ્યા, ને ભરતજીને ધીરજ આપી વિદાય કર્યા. ત્યાર પછી સિદ્ધાદ્રિક પર્વત ઉપર અત્રિઋષિના આશ્રમમાં ગયા. પછી શરભંગ ઋષિના આશ્રમે ગયા. આગળ ચાલતાં વિરાધ રાક્ષસનો વધ કર્યો. ને જટાયુ પક્ષીના કહેવાથી પંચવટીમાં રહ્યા. ત્યાં સિતાજીએ સુવર્ણ મૃગ જોયો. તેના ચામડાનું કાપડુ પહેરવાની હઠ લીધી, જેથી રામચંદ્રજી તે મૃગની પછવાડે મારવા દોડયા. ઘણી વાર થતાં તે પાછા ન ફરવાથી, સિતાજીએ લક્ષ્મણને તેમની ખબર કાઢવા મોકલ્યા. આ લાગ જોઇ રાવણ યોગીનો વેષ લેઈ આવ્યો, ને સિતાજીનું હરણ કરી ગયો. મૃગને રામચંદ્રજીએ બાણ માર્યું, ને તે ત્યાં રાક્ષસ રૂપે મરીને પડયો. ત્યાંથી પર્ણકુટીમાં આવતાં સિતાજી ન દેખાયાં. બન્ને ભાઇઓને તે વખતે ઘણો જ શોક થયો, પછી સિતાજીની શોધમાં નીકલ્યા, રાવણના પગલાં જે પર્ણકુટિ આગળ પડેલાં હતાં, તે પગલે પગલે ચાલવા માંડ્યું. રસ્તામાં રાવણના રાક્ષસોએ રોકયા, તેમને નિડરપણે માર્યા, ને ત્યાંથી કિષ્કિંધામાં આવ્યા. અહીં પંપા સરોવર આગલ રામચંદ્રજીને હનુમાનજી મળ્યા અને પછી નલ, સુગ્રીવ, ને જાંબુવાન સાથે સમાગમ થયો. રામચંદ્રજીએ વાલીને માર્યો, ને તેનું રાજ્ય સુગ્રીવને આપ્યું, ને તેની સ્ત્રી તારાનું લગ્ન સુગ્રીવ સાથે કરાવ્યું. ત્યાંથી રામચંદ્રજીના ફરમાનથી હનુમાનજી લંકામાં ગયા, ને સિતાજીની શોધ લેઇ આવ્યા. પછી રામચંદ્રજી વાનરોના

સૈન્ય સાથે સમુદ્રના કીનારે આવ્યા. ત્યાં રાવણનો ભાઈ વિભીષણ રામચંદ્રજીને શરણે આવ્યો. અને વાનર સેનાએ સમુદ્ર ઉપર સેતુ બાંધ્યો. તે સેતુ ઉપરથી સૈન્ય સાથે રામચંદ્રજી, લંકાની પાસેના સુવેળાચળ પર્વતની તળેટી ઉપર આવી પહોચ્યા. રામચંદ્રજીએ સમજાવટ માટે અંગદને રાવણ પાસે મોકલ્યો. અંગદે રાવણને અનેક પ્રકારે સમજાવ્યા પણ તેણે માન્યું નહિ. પછી બન્ને સૈન્ય સામસામાં લડવાને તૈયાર થયાં ને એક બીજા ઉપર તૂટી પડયાં–તેમાં ઘણાક અસુરો મરાયા. રાવણે વાનર સૈન્ય ઉપર પ્રહાર ન કરતાં રામચંદ્રજી ઉપર જ ધ્યેય રાખ્યું, ને તેમને પાંચ બાણ માર્યા. તેથી રામચંદ્રજી ઘાયલ થયા, તેથી રાવણ ફુલાઈ ગયા, પણ ધીરજથી રામચંદ્રજીએ સાત બાણ રાવણને માર્યા ને વિજય પ્રાપ્ત કરી (જીતી) ને લંકાનું રાજ્ય તેના ભાઈ વિભીષણને આપ્યું.

દુહો.

ક્યા કહા કિરતારકા, પ્રારબ્ધકા ખલ;
વિભીષણકા રાજ દીયા, હનુમાનકા તેલ.

આવી શંકા ઘણાને થયા કરે છે કે, લંકા ઉપર વિજય મેળવ્યો તે તમામ પ્રયાસ હનુમાનજીનો હતો, છતાં વિભીષણને રાજ્ય કેમ આપ્યું? અહીં રામચંદ્રજીએ સાચા ક્ષત્રિય ધર્મ અનુસાર શુદ્ધ ન્યાય કર્યો કે, ગમે તેટલો હનુમાનજીનો પ્રયાસ હોય પણ રાજ્ય તો તેના ખરા વારસદારને જ મળવું જોઈએ ! તે અનુસાર રાજ્ય ખાલસા ન કરતાં વિભીષણને આપવામાં આવ્યું, અને હનુમાનજીનો સાચો સ્વામી પ્રેમ હતો. તેની કદર કરીને, તેમને અનન્ય કીર્તિરૂપ વરદાન આપ્યું. તેથી હનુમાનજીને હાલ સૌ કોઈ દેવ તરીકે પૂજે છે. (હાલ જે ક્ષત્રિઓ જે જે હોદ્દાથી જેવી જેવી સત્તા ધરાવતા હોય તેઓ સાચો ન્યાય આપે, તે ક્ષત્રિય કુળ દીપક નીવડે.)

રાક્ષસોના ત્રાસથી દેવોને છોડાવ્યા. તેથી **રામચંદ્રજી**ના ગુણ ગાયા. પછી સર્વ દેવો નમન કરીને સ્વસ્થાને ગયા. અને **રામચંદ્રજી** વીગેરે પુષ્પક વૈમાનમાં બેસીને પાછા ફર્યા. રસ્તામાં જ્યાં જ્યાં **રામ**-ચંદ્રજીએ મુકામ કરેલ, ને પોતાને દુઃખ પડેલું, તેનું વર્ણન કરતા કરતા, ને જે જે **ઋષિ**ઓના આશ્રમમાં રહેલા તે તે ઋષિયોને નમન કરતા કરતા, નંદી ગામ કે જ્યાં **ભરતજી** રહેતા હતા ત્યાં ગયા. બેઉ ભાઇઓ પ્રેમથી ભેટયા, ને ત્યાંથી **અયોધ્યા**માં આવ્યા, અને રાજ્યા-ભિષેક થયો. પ્રધાન પદ પર **ભરતજી** ને **સુમત**ને રાખ્યા. પછી **વિભીષણ સુગ્રીવ** વીગેરે પુષ્પક વૈમાનમાં બેસી પોતાના સ્થાનકે ગયા. જતી વખતે **રામચંદ્રજી**એ **વિભીષણ**ને ફરમાવ્યું કે વિમાન કુબેરને પાછું આપજો. **રામચદ્રજી**એ ઘણા વખત **અયોધ્યા**નુ રાજ્ય કરી રૈયતને અનેક પ્રકારે સુખ આપ્યું. અને **અશ્વમેધ** યજ્ઞનો આરંભ કર્યો. ને અશ્વને છુટો મુક્યો. ને ઘોડાના રક્ષણ માટે શત્રુઘ્નને મોકલ્યો તે તમામ રાજાઓને જીતીને, પછી **વાલ્મિક**ના આશ્રમ આગળ આવ્યો, ને ઘોડાને ત્યાં **લવ–કુશે** બાંધ્યો. તેથી યુદ્ધ થયું, તે વખતે રામ ત્યાં ગયા ને **લવ–કુશ**ને અયોધ્યામા તેડી લાવ્યા. પછી **અશ્વમેધ** યજ્ઞ કર્યો ને કુબેરનું પુષ્પક વૈમાન મંગાવ્યું અને પોતાના રાજની તપાસ કરવા નીકળ્યા રસ્તામાં તપસ્વિયોનું વન આવ્યું, ત્યાં એક માછીમારને તપ કરતાં જોયો, તેને **રામજી**એ સમજાવ્યો, અને કહ્યું કે, તમને તપનો અધિકાર નથી, તે વાત તેણે ન માનવાથી તેનો વધ કર્યો. પાછા **અયોધ્યા**માં આવ્યા ને **કુશ**ને રાજ્ય સોંપી પોતે **અયોધ્યા**ના લોકો સાથે પુષ્પક વૈમાનમા બેસી સ્વધામ ગયા.

# સંક્ષિપ્ત શ્રીમદ્ ભાગવત.

आदौ देवकीदेवगर्भजननं गोपीगृहेवर्द्धनम् ।
मायापुतन जीवीतापहरणं गोवर्द्धनोद्धारणम् ॥
कंसच्छेदन कौरवादिहननं कुन्तीसुतापालनम् ।
ह्येतद्भागवतं पुराणमुदितं श्रीकृष्णलीलामृतम् ॥ १ ॥

શ્રી કૃષ્ણ, એ વિષ્ણુનો અવતાર—કંશ શિશુપાલાદિકના વધ કરવા, તથા ભૂમિના ભાર ઉતારવા અને લીલા દરશાવવાની કથા આ પ્રમાણે છે.

મથુરા નગરીમાં શ્રાવણ વદી ૮ ને બુધવારની મધરાતે રોહિણી નક્ષત્રમાં વિષ્ણુએ દેવકી વસુદેવને પોતાનાં તેજોમય સુન્દર ચતુર્ભુજ સ્વરૂપનું સાક્ષાત દર્શન કરાવ્યું. ને કહ્યું કે તમોએ ત્રણ જન્મ તપ કર્યું છે, માટે હું તમારા ત્યાં જન્મ લઉ છું. ને ગોકુળમાં નંદરાજાનાં રાણી જસોદાને હમણાંજ કુંવરી અવતરી છે, માટે મને તેમના પાસે સુવાડી, તે કુંવરીને અહીં લઈ આવજો. હું ત્યાં થોડુંક રહીને અહીં આવી કંસનો વધ કરીશ, અને તમને મળીશ. એટલું કહી વિષ્ણુ અંતરધ્યાન થયા, ને બાળ રૂપ થયું, દેવકીયે જાણ્યું કે મને બાળક અવતર્યો, એ રીતે કૃષ્ણનો જન્મ થયો.

વસુદેવ તથા દેવકીને ચતુર્ભુજ સ્વરૂપની વાત સ્વપ્નવત થઈ, દેવકીયે કુંવરને છાતીએ વળગાડયો ને વિચાર કર્યો કે આ કુંવર કંસથી ઉગરે માટે વસુદેવને કહ્યું કે, એને ગોકુલમાં આપના મીત્ર નંદરાજાને ત્યાં જસોદાજી પાસે સુવાડી આવો, તેથી કુંવરને ટોપલીમાં મુકી વસુદેવ ચાલ્યા. જમનાજીમાં જળ વધારે હોવાથી પોતે ડુબ્યા પણ ટોપલી બચાવાને ઉંચે રાખી જતાં કુંવરના પગે પાણીનો સ્પર્શ થતાં

જમનાજીએ માર્ગ આપ્યો. નંદ રાજાને ત્યાં વસુદેવજી ગયા, ને ત્યાં કુંવરને મુકી તેમનાં કુંવરીને લઈ આવ્યા. કુંવરી જેલમાં આવતાં તરતજ જાગીને રડવા માંડયું. તેના શોરથી ચોકીદારો જાગ્યા ને કંસને જાણ થઈ, તેણે આવી દેવકીના હાથમાંથી કુંવરી છીનવી લીધી. તે એક શલ્યા સાથે પછાડી કે તે વખતે કુંવરીએ દેવી સ્વરૂપે દર્શન આપી કહ્યું કે "મને મારી મિથ્યા પાપ વાર્યું, તારો વેરી તો ગોકુળમાં છે" એમ કહી અંતર્ધ્યાન થઈ ગયાં. આ વિસ્મય વાણી સાંભળી કંસે પશ્ચાતાપ કરી, દેવકીજી અને વસુદેવજીને કારાગૃહથી મુક્ત કર્યાં.

સભા ભરી કંસે જણાવ્યું કે, મારો વેરી જન્મ્યો છે. તેની તપાસ કરો. રાક્ષસો તપાસમાં નીકળ્યા ને જ્યાં જ્યાં નવાં બાળક જન્મેલાં હતાં, તે તમામની શોધ કરી મારી નાંખવા લાગ્યા.

હવે નંદરાજાને ઘેર કુંવર અવતર્યા તેથી ગોકુળમાં ઓચ્છવ થયો. શીવજી પણ યોગીના વેષે દર્શન કરવા આવ્યા. શ્રી કૃષ્ણ અગીયાર વરસના થયા ત્યારે કંસાસુરનો વધ કર્યો. ત્યાં સુધી જસોદાજીએ માતા તરીકે લ્હાવો લીધો. ગોપીઓ સાથે બાળ રૂપે ક્રીડા કરી, રાક્ષસોને માર્યા. ઈન્દ્ર, બ્રહ્મા, બ્રાહ્મણ, કાલીયા નાગ ઇત્યાદિના ગર્વ મુકાવ્યા. કંસની મોકલાવેલી પુતના રાક્ષસી, ગોપીનું રૂપ ધરી ગોકુળમાં જસોદાજી પાસે આવી. થોડીકવાર કુંવરને રમાડી તેણે પોતાના સ્તને વિષ લગાડેલ તે સ્તનથી ધવરાવતાં, તે એવો ચુસ્યો કે પુતનાના ડોળા નીકળી પડયા ને તે ઉંચે થઇને નીચે પછડાણી. પુતનાના વધથી કંસે જાણ્યું કે મારો વેરી તેજ છે. તે હમણાં જો નહિ મરે તો પછી મારી શકાશે નહિ. તેથી ઉપરા ઉપરી મારા મોકલવા માંડયા. એક રાક્ષસે બ્રાહ્મણના વેષે આવીને કહ્યું, કે હું બાળકનાં દર્શન કરવા આવ્યો છું. જસોદાજીએ કહ્યું કે કુંવર હમણાં પોઢયા છે, હું જમનાજીમાં સ્નાન

કરીને આવ્યા બાદ તમને દેખાડું છું. જસોદાજી ગયાં કે પેલાએ પારણા પાસે જઇને મારવાનો ઇરાદો કર્યો. કૃષ્ણે તેની જીભ મરડી નાંખી, તેથી તે નાસી ગયો. બાદ કાગાસુર આવ્યો. તેની ડોક પકડી ફેંકી દોધો. પછી સટકાસુરે આવીને નંદ રાજાનાં દહીં દુધનાં ગોરસામાં પ્રવેશ કરી સંતાયો. કૃષ્ણે ગોરસાને લાત મારી તેથી ગોરસુ ફુટી ગયું ને અસુર મરી ગયો. બાદ તૃણાસુર આવ્યો. આ વખતે જસોદાજી કૃષ્ણને ધવરાવતાં હતાં. કૃષ્ણને વીચાર થયો કે આ રાક્ષસ મને ઉડાડશે, તેથી કૃષ્ણે પોતાનું વજન વધારી દીધું. તે પછી મોટી પવનની ઝપટ આવી ને તેના તોફાનથી ઝાડ ઝુંપડાં ઉડવા લાગ્યાં. જસોદાજી કૃષ્ણને ઘરમાં લેઇ જવા લાગ્યાં, પણ કૃષ્ણને ત્યાંથી ઉપાડી શક્યાં નહિ. તૃણાવતે શ્રીકૃષ્ણને ઉપાડયા તેટલામાં જ તેનું ગળું દાબી વધ કર્યો, તે ત્યાંજ પડયો

એક દિવસે જસોદાજી શ્રીકૃષ્ણને રમાડતાં હતાં તે વખતે શ્રીકૃષ્ણ હસી પડવાથી મોંઢામાં ત્રણ ભુવન દેખાયાં તેથી વિસ્મય પામ્યાં.

કેટલાક દીવસો સુધી ગોપીયોનાં ગોરસાં ફોડવાના ત્રાસથી છેવટે ગોપીયોએ જસોદાજીને જણાવ્યું કે આ તમારા કુંવર હમારૂં ઘણું નુકશાન કરે છે તેથી ધમકાવીને બાંધવાનો પ્રયાસ કર્યો. ત્યારે ગોપીકાઓ ને બળદેવજી, તથા બીજા સખાઓએ જસોદાજીને કહ્યું કે તેમને બદલે અમોને બાંધો, છતાં છોડયા નહિ, ને એક દોરડાથી તેમના હાથ બાંધ્યા ત્યાં નળકુબેર, મણીગ્રીવ, એ કુબેર ભંડારીના પુત્ર જે નારદના શ્રાપથી, આમલીના વૃક્ષ રૂપ થઇ રહ્યા હતા. ત્યાં કૃષ્ણ ઘસડાતા ઘસડાતા આવીને જે દોરડે લાકડું ભરાવેલું હતું, તે બે ઝાડોની વચ્ચે રાખી આંચકો મારી બન્ને ઝાડને ઉથલાવી પાડયાં, તેના મુખમાંથી તે બે પુરૂષ નીકળ્યા.

એક વખત શ્રી કૃષ્ણ ગાયો ચારવા ગયા હતા, ત્યાં **વત્સાસુર** વાછરડાના વેષે મારવા આવ્યો, તેને પાછલા ટાંટીયા પકડી પછાડ્યો, તેનો ભાઇ **બકાસુર** પોતાની ચાંચ પસારી બેઠેલો તેમાં પેઠા ને પાછા નીકળી તેની ચાંચો ચીરી નાંખી. **અઘાસુર**–અજગર મોઢું વકારી પડેલો તેણે શ્વાસ ખેંચવાથી ગોપ સાથે શ્રી કૃષ્ણ પેટમાં ગયા, પણ તેને ચીરીને બહાર નીકળી આવ્યા, ને અજગરને માર્યો.

શ્રી કૃષ્ણની મશ્કરી કરવા, બ્રાહ્મણો ગાયો લઇ ગયા ને સંતાડી, તેથી ગોપ લોકો રડવા લાગ્યા, પોતાના સખાનું દુઃખ નિવારણ કરવા ગાયો શોધી આપી, તેથી બ્રાહ્મણોએ તેમનું સ્તવન કર્યુ.

ધેનુક રાક્ષસને **બલરામે** માર્યો, પછી કૃષ્ણ એકલાજ ગાયો ચારવા જતા હતા. એક દિવસ તરસ્યા થવાથી **જમનાજી**માં જલપાન કરવા ગયા. ત્યાં ગોવાળીયા તેમને ખોળતા ખોળતા જુદા પડી ગયા, ને **જમનાજી**ના બીજા આરે જ્યાં ઝેરી પાણી હતું તે પીધું, તે ઝેરથી અકળાવા લાગ્યા, તેટલામાં શ્રી કૃષ્ણ ત્યાં આવ્યા ને સખાના દુઃખ નીવારવા અમિ દ્રષ્ટિથી જોતામાંજ ઝેર નાબુદ થયું. એક દિવસ કંસે **નારદજી**ના કહેવાથી **નંદરાજ**ને કહાવ્યું કે કદમનું ફુલ મને મોકલજો. તે લેવા શ્રી કૃષ્ણ ગયા, ત્યાં ગોવાળો સાથે દડે રમવા લાગ્યા, ને રમતાં રમતાં દડો **જમનાજી**ના એક ધરામાં નાંખી દીધો. તેથી ગોવાળો તેમને લડવા લાગ્યા, પછી દડો લેવા શ્રી કૃષ્ણ તેજ **જમનાજી**ના ધરામાં પડયા, ત્યાં એક નાગ સુતો હતો તેની નાગણીએ કહ્યું કે હે કુમાર ! તું જા, આ નાગ ઉઠશે તો તને મારી નાંખશે. શ્રી કૃષ્ણે તે વાત ગણકારી નહિ, નાગને જગાડ્યો ને તેની ફેણ પગ નીચે દાબીને મારી નાખ્યો, ને ફેણમાં દોરી ઘાલી મોરલી વગાડતા ત્યાં ઉભા રહ્યા. તેમની નાગણીઓએ સ્તુતિ કરવાથી તેમને રમણક દિપમાં જઇ વસવાને શ્રીકૃષ્ણે

ફરમાવ્યું. પછી નાગણીઓએ ત્રણ ફુલ ને બીજા રત્નો આપ્યાં. શ્રીકૃષ્ણ તે લઇને પાછા ઉપર આવ્યા. તે નાગના જવાથી જમનાજીનું જળ નિર્મળ થયું.

થોડા દીવસ બાદ ધુધક નામના રાક્ષસને મોકલવામાં આવ્યો. તેણે વૃંદાવનમાં આવીને દવ લગાડ્યો, ને પશુ પક્ષી બળવા લાગ્યાં. ગોવાળીયા ગભરાઇ ગયા કે હવે કેમ બચીશું ? શ્રીકૃષ્ણે બધાંને આંખો મીંચવાને ફરમાવ્યું, ને યત્ન કરી અગ્નિને ઓલવ્યો, ને રાક્ષસને મારી નાંખ્યો ત્યારબાદ બીજો એક રાક્ષસ કંસે મોકલ્યો, તે ગોવાળનું રૂપ લઇને ગોવાળીયામાં રમવા આવ્યો, કે તેને રમતમાં જ બળરામ પાસે મરાવી નાંખ્યો, ગોવાળીયા આ રમતમાં રહ્યા તેથી ગાયો ચરતી ચરતી બરૂના વનમાં પેસવાથી દેખાવા ન લાગી અને તે ખોળતાં ન જણાવાથી ગોવાળીયાઓએ રોવા માંડ્યું, તેટલામાં જ શ્રીકૃષ્ણે એક કદમના ઝાડ ઉપર ચડી, વાંસળી વગાડવા માંડી, તે અવાજ સાંભળી ગાયો દોડી આવી.

એક વખત ઘણો વરસાદ થવાથી, ગાયો ને ગોપ દુ:ખી થતા હોવાથી, ગોવરધન પર્વત તોળીને, તે નીચે તેમને રાખીને, તેમનું શ્રી કૃષ્ણે રક્ષણ કર્યું.

કંસે દેવકી–વસુદેવજીને પાછા કારાગૃહમાં નાંખ્યાં, ને કેસી તથા વ્યોમાસુરને મોકલ્યો, એ ઘોડા તથા ગોવાળ રૂપ રાક્ષસોને શ્રીકૃષ્ણે માર્યા, ત્યારે કંસે પોતાના પ્રધાનોના કહેવાથી, ધનુર્યાગનો સમારંભ કર્યો, અને અક્રુરને કહ્યું, તમે ગોકુલ જઇ નંદજી અને શ્રી કૃષ્ણને, યજ્ઞ નારાયણનાં દર્શન કરવા બોલાવી લાવો.

અક્રુરજીએ બધી વાત ત્યાં જઇને કહી, ને મથુરાં આવવા નીકળ્યા, રસ્તામાં ધોબી મળ્યો, તેણે વસ્ત્ર ન આપવાથી, શ્રીકૃષ્ણે તેની ગળચી પકડીને મારી નાંખ્યો. ને તેની પાસેનાં વસ્ત્ર બધા ગોવાળીયાને પહેરવા

આપ્યાં. દરજી મળ્યો તેણે તો શ્રીકૃષ્ણનું પૂજન કર્યું, ને ધોબી પાસેથી મેળવેલાં વસ્ત્ર ગોવાળીઆને પહેરવા લાયક તૈયાર કરી આપ્યાં. પછી કંસની દાસી કુબ્જા મળી. તેણે પુજા કરવાથી, શ્રી કૃષ્ણે તેની દાઢી પકડીને તાણવાથી, તેના દેહનું કુબડાપણું દૂર કર્યું ને તેનો દિવ્ય દેહ થયો. ત્યાંથી ચાલતા ચઊતરા આગળ આવ્યા, ત્યાં એક મોટું લોખંડનું ધનુષ્ય પડયું હતું. જે ઠેકાણે બંદોબસ્ત માટે, દશ હજાર શુરવીરોને રક્ષક તરીકે રાખ્યા હતા, તેમણે શ્રી કૃષ્ણને અટકાવ્યા, ને જ ક્ષણે ધનુષના બે કટકા કર્યા, ને તેજ કટકાથી તે રખવાળાનો ઘાંણ વાળ્યો. પછી ચાણુરમુષ્ટીક નામના મલ્લ જોડે શ્રીકૃષ્ણ ને બળરામનું યુદ્ધ થયું, ને તેમને માર્યા. પછી બીજા શુરવીર મલ્લોને મોકલીને કહ્યું કે, આ છોકરાને મંડપ બાહેર લઇ જઇ મારી નાંખો, ને તેની સાથે આવનાર વસુદેવજી, દેવકીજી, તથા ગોવાળ વીગેરે તમામને મારી નાંખો. આવી વાત સાંભળતાંજ શ્રીકૃષ્ણ કોપાયમાન થયા, અને તેમના વીરતેજથી કંસ અંજાઈ ગયો. તેથી તેનો મુગટ નીચે પડયો. તરત જ વીર શ્રીકૃષ્ણે છલંગ મારી, તેના માથાના કેશ પકડી, સિંહાસન ઉપરથી નીચે નાંખી છાતી ઉપર ચડી બેસીને તેના પ્રાણ હર્યા. આ પ્રમાણે કંસ મામાનો અગીયારમા વર્ષે વધ કર્યો, ને ભક્તોનાં દુઃખો હર્યાં. વસુદેવજીને દેવકીજી, તથા ઉગ્રસેનને પગે પડી નમસ્કાર કર્યા. ને ઉગ્રસેનને ગાદી પર બેસાડયા. નંદજીને વિદાય કર્યા, ને શ્રીકૃષ્ણ ગોકુલ સિધાવ્યા. ત્યાં ઉપવિત્ત સંસ્કાર થયો. ને ઉજ્જેનમાં સંદીપન ઋષિને ત્યાં ભણવા ગયા. ચોસઠ દિવસમાં વિદ્યાભ્યાસ કરી રહીને, વિદાયગિરી વખતે ગુરુ દક્ષણામાં ગુરુનો પુત્ર, સમુદ્રમાં ડુબી ગયો હતો, તે પાછો લાવી આપ્યો, એ પ્રસંગે શ્રીકૃષ્ણે, પાંચજન્ય દૈત્યને માર્યો હતો, ને તેજ પંચ-જન્યશંખ પોતે લીધો અને તે વગાડી યમને દર્શન આપી, તેના પાસેથી ગુરુપુત્રને લઇ આવ્યા.

શ્રીકૃષ્ણે કંસનો વધ કરવાથી તેનો જમાઈ જરાસંધ, જે મગધ દેશનો રાજા હતો, તે બહુ ખીજવાઇ ગયો, તેણે પોતાની મોટી ગદા મથુરાં ઉપર ફેંકી, ને મથુરાંને પોતાના લશ્કર સાથે આવીને ઘેરો ઘાલ્યો. ઉગ્રસેનની મદદે, શ્રીકૃષ્ણ ને બળરામજી ગયા. તેને હરાવી નસાડ્યો. તેમ સત્તર વખત હારવાથી લજ્જિત થઈ જરાસંધ તપશ્ચર્યા કરવા વનમાં ગયો, ને કાલજીવનને જરાસંધે, મથુરા ઉપર લશ્કર સાથે મોકલ્યો. મ્લેચ્છ સાથે લડવાને કઠણ છે. તેવો શ્રીકૃષ્ણને વિચાર થયો. ને દારવામાં એક બેટમાં નગરની રચના કરવા વિશ્વકર્માને શ્રીકૃષ્ણે ફરમાવ્યું. તે મુજબ રચના કરી જણાવ્યું. એટલે શ્રીકૃષ્ણે જોગમાયાને આજ્ઞા કરી, કે રાતોરાત સર્વ લોક સંપત્તિ સાહિત્ય ત્યાં જઇને રહે. તે મુજબ તેમણે ગોઠવી દીધું. સવારે જાદવો જાગ્યા, ને ચારે બાજુ પાણી દીઠું, તેથી તે ગભરાયા ને પુછવા લાગ્યા કે, દ્વાર કયાં? તે ઉપરથી તે નગરનું નામ દ્વારકાં રાખવામાં આવ્યું.

મથુરાજી આગળ કાલયવન સાથે યુદ્ધ થયું. શ્રીકૃષ્ણ ડરીને નાઠા, તેની પછવાડે યવન દોડયો. શ્રી કૃષ્ણ ગંધમાદક પર્વતમાં એક ગુફામાં મુચુકુન્દ સુતા હતા, તેમના ઉપર પોતાનું પીતાંબર ઓઢાડીને પોતે સંતાયા, કાલયવન ત્યાં આવ્યો, ને પીતાંબર જોઇ શ્રીકૃષ્ણ સુતેલા છે, તેમ ધારી, દુશ્મનને જગાડ્યા પછી મારવાનો ક્ષત્રિય ધર્મ હોવાથી લાત મારી જગાડવાનો પ્રયત્ન કર્યો, ત્યાં મુચુકુન્દ જાગ્યો, તેના ક્રોધના અગ્નિથી યવન ભસ્મ થઇ ગયો.

અઢારમી વખત જરાસંધ યુદ્ધ કરવા આવ્યો, તે વખતે પણ યુદ્ધ ન કરતાં શ્રીકૃષ્ણ નાઠા, ને એક પર્વત ઉપર ચઢી ગયા. તેથી જરાસંધે પર્વતને આગ લગાડી, અને શ્રીકૃષ્ણ ત્યાંથી નાશીને દ્વારકાં આવ્યા, અહીં વૈદર્ભદેશની રૂકમણીને હરી લાવતાં શ્રીકૃષ્ણને શીશુપાલ

તથા જરાસંઘ જોડે, યુદ્ધ કરવું પડયું, ને તે બધાને હરાવ્યા, શત્રાજીત-નો મણી ખોળવા ગયા ત્યારે, જાંબુવાન રીંચ્છ જોડે યુદ્ધ કરી તેને શ્રીરામ સ્વરૂપે દર્શન આપ્યાં, ને તેની જાંબુવંતી કન્યા પરણ્યા હતા. મણી જડ્યા પછી, શત્રાજીતે પોતાની કન્યા સત્યભામાને શ્રીકૃષ્ણ સાથે પરણાવી હતી. પછી પ્રયાગ જોતીપુરના નરકાસુર, તથા તેના મંત્રી મુર, તેમને માર્યા, તેના પુત્ર ભગદત્તને ગાદીએ બેસાડી, રાજાઓની સોળ હજાર એકસો આઠ કન્યા, જે નરકાસુર બળ જબરીથી લઇ ગએલો, ને તેના નગરમાં રાખેલી, તેમને છોડાવીને, તેમની જોડે લગ્ન કર્યાં, બાણાસુર સાથે યુદ્ધ થયું. ને તેના હજારમાંથી ચાર હાથ રાખી બાકીના કાપી નાખ્યા, નૃગ રાજા, જે શ્રાપથી કુવામાં પડયા હતા, તેને ચરણ સ્પર્શ કરી, દિવ્ય દેહ આપી ઉદ્ધાર કર્યો.

દ્રૌપદી સ્વયંવર પ્રસંગમાં શ્રી કૃષ્ણે પાંડવોને પ્રથમ છાની. ને પાછળથી જાહેર રીતે સહાય કરી હતી અર્જુન તિર્થાટન કરવાને દ્વારકાં આવ્યા, ત્યારે અહીં શ્રી કૃષ્ણે સુભદ્રાનું હરણ કરાવ્યું. પછી જયારે ઇંદ્રપ્રસ્થ ગયા. ત્યારે અર્જુનના સારથી થઇને ખાંડવ વનમાં ગયા હતા. પાંડવોએ રાજસુયજ્ઞ કરેલો તેની પહેલાં શ્રી કૃષ્ણે જરાસંઘને ભીમ સાથે ત્રીસ દિવસ યુદ્ધ કરાવ્યું, અને પછી એની પાસે તેને મરાવ્યો, અને પછી તેના પુત્ર સહદેવને મગધની ગાદી ઉપર બેસાડી વીશ હજાર આઠસો રાજા જેઓને જરાસંઘે કેદ કર્યા હતા. તેઓને છોડાવ્યા. અને કહ્યું કે હવે ભેટ લઇને, રાજસુયજ્ઞમાં આવજો. એ યજ્ઞમાં બ્રાહ્મણોનું એઠું કહાડવાનું કામ, શ્રીકૃષ્ણે પોતાને હાથે રાખ્યું હતું, યજ્ઞ સમાપ્ત થયા પછી રાજાઓને વીદાય કરતી વખતે, ધર્મે પ્રથમ પૂજન શ્રીકૃષ્ણનું કર્યું, તે ઉપરથી શીશુપાલે શ્રીકૃષ્ણને ગાળો દેવા માંડી. નવાંણુ ગાળો સાંખ્યા પછી, કૃષ્ણે સુદર્શન

ચક્રથી, શીશુપાલનું શીરચ્છેદન કર્યું, શીશુપાલના મરણ પછી શ્રીકૃષ્ણ દ્વારકા આવી, શલ્ય સાથે યુદ્ધ કરી, એને માર્યો, પછી દન્તવક્રને કૌમોદી નામની ગદાએ, ને વિદુરથને સુદર્શન ચક્રથી માર્યા. પોતાનો ગુરુ બંધુ સુદામા દર્શને આવ્યો હતો તેનું ( સુદામાનું ) દરિદ્ર ટાળ્યું.

જ્યારે અર્જુન ને દુર્યોધન, લડાઈમાં મદદ માંગવા બન્ને સાથે આવ્યા, ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે, મારે યુદ્ધ તો કરવું નથી, પણ હું મારૂં સૈન્ય મોકલવાને તૈયાર છું. દુર્યોધને સૈન્ય માગ્યું, તે ઉપરથી કૃતવર્મા યાદવને, એક અક્ષોયણી સેના સાથે મોકલ્યો, અને અર્જુને અરજ કરી કે તમે યુદ્ધ ન કરશો પણ સલાહકાર તરીકે પધારો. તે ઉપરથી શ્રીકૃષ્ણે સલાહકાર તરીકે રહેવાની હા કહી.

• ધર્મરાજાના કહ્યાથી, શ્રીકૃષ્ણ હસ્તિનાપુર જઈ, સમોપચારથી દુર્યોધનની આગળ શિષ્ટાઇ કીધી, પણ જ્યારે એણે ન માન્યું ત્યારે તે ક્રોધાયમાન થઇ પાછા, ધર્મ પાસે આવ્યા હતા. યુદ્ધના આરંભમાં અર્જુનને મોહ થયો હતો, તે વખતે શ્રીકૃષ્ણે તેને જ્ઞાન બોધથી, અને ક્ષત્રિય ધર્મથી યુદ્ધ કરવા સમજાવ્યો હતો. યુદ્ધમાં શસ્ત્રો, ન ધારણ કરવાનો શ્રીકૃષ્ણનો નિયમ હતો. તો પણ જ્યારે અર્જુન, ભીષ્મના બાણથી મુચ્છિત થઈ પડ્યો. ત્યારે શ્રીકૃષ્ણે રથનું પૈડુ હાથમાં લઇને, સહુને થરથરાવ્યા હતા, યુદ્ધ પુરૂં થયા પછી શ્રીકૃષ્ણે ધર્મરાજાને, મોટી ધામ-ધુમથી પોતે શંખ વગાડી, હસ્તિનાપુરના સિંહાસન ઉપર બેસાડી, રાજ્યાભિષેક કર્યો હતો. એ પ્રમાણે પાણ્ડવોને, નિર્વિઘ્ને રાજ્ય કરવાનું સોંપી શ્રીકૃષ્ણ ઓધવ વગેરેને, નાના પ્રકારનું ધર્મજ્ઞાન સંભળાવતા હતા. એક સમયે બધા યાદવોને લેઇને તે પ્રભાસની યાત્રા કરવા ગયા. અહીં યાદવો સમુદ્ર કીનારે મદીરાપાન કરીને, પોતપોતાની આત્મશ્લાઘા કરતા બેઠા હતા, તેવામાં પરસ્પર કલેશ થયો, ને આપસ આપસમાં

કપાઈને ખલાસ થયા. એમ કરવાની શ્રીકૃષ્ણની ઇચ્છા હતી. તેથી જ તેમને દુર્વાસા મુનિ પાસે શ્રાપ દેવડાવ્યો હતો. પછી શ્રીકૃષ્ણ વૈકુંઠ જવા, પ્રભાસથી રવાના થયા. બળદેવજીએ સિંધુ કીનારે દેહ ત્યાગ કર્યો છે. ને શ્રીકૃષ્ણ, પ્રભાસમાં સમુદ્ર કીનારે પીપલાના ઝાડ નીચે પગ ઉપર પગ ચઢાવી બેઠા હતા, ત્યાં જગ નામના પારધીએ તીર મારવાથી સ્વર્ગમાં જવાની તૈયારીમાં હતા, ત્યાં દારૂક સારથી આવવાથી તેને આ બધા સમાચાર દ્વારકામાં રહેલા, વસુદેવ, ઉગ્રસેન, વીગેરેને કહેજે, ને વધારામાં જણાવ્યું કે, હવે દ્વારકા જળમાં ડુબી જશે. તેથી ધન દોલત લઈને તમામ સ્ત્રી બાળકો અર્જુન જોડે હસ્તિનાપુરમાં જજો, ને અર્જુનને કહેજે કે મારા જવાનો શોચ કરશો નહિ, ને દારૂકને કહ્યું કે મારા ભજન ને સ્મરણથી તારી પણ મુક્તિ થશે.

આ પ્રમાણે શ્રીકૃષ્ણ, અધર્મિયોનો નાશ કરી, તે અધર્મીયોને પણ મુક્તિ આપી. ધર્મનું સ્થાપન કરી, પોતાના મૂળ સ્વરૂપમાં ભળી ગયા. તેમના મુખ્ય શસ્ત્રનું નામ સુદર્શન ચક્ર, ગદાનું નામ કૌમોદી, ખડ્ગનું નામ નંદન, શંખનું નામ પાંચજન્ય, સારથીનું નામ દારૂક, એમના કોટમાં પહેરવાના મણીનું નામ કૌસ્તુભ મણી, બીજો સ્યમંતક મણી પણ તેમની પાસે હતો. શ્રીકૃષ્ણ એ વિષ્ણુ નારાયણનો પૂર્ણકળા અવતાર કહેવાય છે. શ્રી કૃષ્ણ ચંદ્રવંશી યયાતી રાજાના પુત્ર જે યદુ તેના વંશના હતા.

જે માણસો સર્વદા પાપ કરનારા, સદા દુરાચારમાં મચેલા, કુમાર્ગે જનારા, ક્રોધ રૂપી અગ્નિમાં બળીજળી રહેલા, કુટીલ અને કામી હોય, તેઓ પણ કલિયુગમાં સપ્તાહયજ્ઞ કરવાથી પવિત્ર થાય છે. તેવી જ રીતે પરોપકારાર્થે પ્રાણ અર્પણ કરનાર ક્ષત્રિયો પણ સ્વર્ગ જાય છે.

**સંક્ષિપ્ત શ્રીમદ્ ભાગવત સમાપ્ત.**

# સંક્ષિપ્ત મહાભારત.

आदौ पांडवधार्तराष्ट्रजननं लाक्षागृहे दाहनम् ।
द्यूते श्रीहरणं वनेविहरणं मत्स्यालये रर्तनम् ॥
लीलागोहरणं रणेवितरणं संधिक्रिय जृंमणम् ।
तस्माद्भीष्मसुयोधनादिमरणं ह्येतन्महाभारतम् ॥ १ ॥

**અર્જુન**—એ પાંચ **પાંડવો**માંનો એક હતો. તેને કોઈ ઈંદ્રનો, ને કોઇ **નરનારાયણ**ના અવતાર તરીકે પૂજે છે, ગુરૂ **દ્રોણાચાર્ય** પાસે ધનુર્વિદ્યાનો ઉત્કૃષ્ટ અભ્યાસ કરીને, ગુરુનો પ્રેમ સંપાદન કર્યો હતો. તેથી **દ્રોણ** ગુરુએ બ્રહ્મસીરો એ નામનું અસ્ત્ર, જેથી બ્રહ્માંડનો લય થાય, તે આપ્યું હતું. દ્રુપદની સામા યુદ્ધ ચાલ્યું તેમાં, વિશેષ **અર્જુન**નાં જ પરાક્રમથી તે હાર્યો, ને **દ્રોણ**ને શરણ થયો. પછી ઘણાક રાજાઓને **અર્જુને** જીત્યા, ને **હસ્તિનાપુર**ને શોભાવ્યું. લાક્ષાગૃહમાંથી કુશલક્ષેમ ઉગર્યા પછી, **પાંડવો**એ વનવાસ કર્યો. તેમાં **અર્જુને** એક ગાંધર્વને અમયાસ્ત્ર વિદ્યા શીખવી, ને પોતે તેની પાસેથી ચક્ષુસીગંધર્વાસ્ત્ર વિદ્યા શિખ્યો. દ્રૌપદીના સ્વયવરમાં એણેજ મચ્છ વિંધ્યો, ને દ્રૌપદીએ એનેજ વરમાળ પહેરાવી. એ ઉપરથી બીજા રાજાઓ ક્રોધે ભરાઇ સામા થયા. પણ **અર્જુને** બાણુથી, ને **ભીમે** એક મોટા વૃક્ષથી, સહુને હરાવ્યા. કાકાના કહેવાથી ધર્મે ઈન્દ્રપ્રસ્થમાં જુદું રાજ્ય સ્થાપેલું.

**અર્જુન** જે વખતે **રામેશ્વર**ની યાત્રામાં ગયા છે, ત્યાં શેતુ જોયો, ને શંકા કરી કે **રામ**, આવા સમર્થ હતા તો, બાણુથી શેતુ કેમ ના બાંધ્યો ? **હનુમાનજી**એ જવાબ આપ્યો કે બાણુનો શેતુ પાણીમાં સડી જાય, ને ભાગી જાય, **અર્જુન** બોલ્યો કે હું જો હોત તો, બાણુનો

શેતુ બાંધત, હનુમાનજીએ કહ્યું કે બાંધો જોઉં ! પછી એક યોજન માણનો શેતુ અર્જુને બાંધી દેખાડ્યો, જે હનુમાનજીએ ભાગી નાંખ્યો.

પછી અર્જુન ત્યાંથી દ્વારકાં આવ્યા. અહીં શ્રીકૃષ્ણની સહાયતાથી સુભદ્રાનું હરણ કર્યું ને તે બન્ને જણાં એક પુષ્કર નામે તીર્થમાં રહ્યાં. વર્ષ પછી ઈન્દ્રપ્રસ્થ આવ્યા, ને ભાઇઓને મળ્યા. થોડા દિવસ બાદ સુભદ્રાને અભિમન્યુ નામનો પુત્ર થયો. તે પુત્રો તથા ભત્રિજાઓને, ધનુર્વિદ્યા, અર્જુને શીખવી હતી.

જુગારમાં સર્વ હાર્યા, પછી પાંડવો તેર વરસના વનવાસમાં, જ્યારે અદ્વૈત વનમાં હતા ત્યારે, ઈન્દ્રકીલ પર્વત ઉપર અર્જુને તપશ્ચર્યા કરી છે. ને ત્યાં શીવજીએ પ્રસન્ન થઇને, પશુપત બ્રહ્મશિરો, એ અસ્ત્ર આપ્યાં ને વિજય થાઓ, તેવા આશીર્વાદ દીધા. તે વખતે યમ વરૂણ, કુબેરાદિએ, અર્જુનને પાતપાતાનાં અસ્ત્ર શસ્ત્ર સહિત વરદાન આપ્યાં. ઈન્દ્રે કહ્યું કે, હું રથ મોકલું છું, તેમાં બેસી અમરાવતી આવજો તે અમરાવતીમાં અર્જુન પાંચ વરસ રહ્યા. ને સ્વર્ગની તમામ રચના જોઈ, અને અસ્ત્ર શસ્ત્ર વિદ્યા ગાયન, ને બીજી વિદ્યાઓ તે શીખ્યા. પછી નિવાતકવચ, કાળકેત, ને હિરણ્યપુરવાસી, નામના ત્રણ અસુરો જે ઈન્દ્રથી જીતાતા નહોતા, તે જીતી આપ્યા. એક દિવસે ઉર્વશીને, અર્જુન પ્રત્યે વિષય વાંચ્છના થતાં અર્જુને માતા કહી બોલાવવાથી, તેણે શ્રાપ આપ્યો કે, તમે નપુંષક રહેશો. આ બદલ અર્જુને વિનંતી કરવાથી, ઉર્વશીએ એક વરસ તેવા રહેશો, તેમ જણાવ્યું ત્યાંથી આવી ભાઇઓને મળ્યા.

તેરમા વરસે, પાંડવો વૈરાટ રાજાને ત્યાં રહ્યા તેમાં અર્જુન બૃહનટી, એ નામ ધારણ કરી, અંતઃપુરમાં સ્ત્રીયોને નૃત્ય, ગીત, શીખવવા રહ્યા હતા. તેર વરસ પુરાં થયાના દીવસેજ, કૌરવોએ સૈન્ય મોકલાવી,

વૈરાટનગરને ઘેરી દીધું. ત્યારે વૈરાટ પુત્ર ઉત્તરનો સારથી બની, અર્જુન લડવા ગયા હતા. ને રણમાં યુદ્ધ વખતે ઉત્તરને સારથી બનાવી પોતે યુદ્ધ કર્યું. ને કૌરવોને હરાવી નસાડ્યા ને ત્યાં પાંડવો તરીકે જાહેર થયા. તેથી વૈરાટે પોતાની કુમારી ઉત્તરા જે અર્જુનને પરણવાને ખુશી હતી, તેને પરણાવવાનો વીચાર જણાવ્યો. તેથી અર્જુને કહ્યું કે, હું તેનો ગુરુ થાઉ છું. માટે મને નહિ પણ અભિમન્યુને પરણાવો, તેથી તેને પરણાવી.

કુરુક્ષેત્રમાં, જ્યારે કૌરવો ને પાંડવોના સૈન્ય સજ્જ થઈને ઉભાં, ત્યારે અર્જુનને મોહ થયો અને શ્રીકૃષ્ણે જ્ઞાનબોધથી તેને સાવધ કર્યો, ને લડાઈમાં કૌરવ સૈન્યના ઘણા વીરોને માર્યા. ભીષ્મ રણમા પડ્યા, ત્યારે પાંડવો તેમની પાસે ગયા, ત્યારે ભીષ્મે ઓસીકુ માગ્યું, એટલે કૌરવો મખમલનું ઓસીકુ લાવ્યા. તે ભીષ્મે ન સ્વીકારતાં અર્જુને બાણ મારીને તેનું ઓસીકું કરી આપ્યું. પાણી માગવાથી અર્જુને પૃથ્વીમાં બાણ મારવાથી ગંગાની ધાર આવીને ભીષ્મના મુખમાં પડી, તેરમા દિવસે યુદ્ધ કરતાં કરતાં, અભિમન્યુ મરાયો; તે વાત રાતના યુદ્ધમાંથી આવ્યા બાદ અર્જુને જાણી, તેજ વખતે પ્રતિજ્ઞા કરી કે કાલે ને કાલે જયદ્રથને ન મારૂં તો જીવતાં ચીતા ખડકાવીને બળી મરૂં, ચૌદમા દિવસે યુદ્ધનો આરંભ થયો, ને સાંજ પડવા આવી, ત્યારે જયદ્રથ સમજ્યો કે હવે અર્જુન મને મારી શકશે નહિ, એટલે છુપો નહિ રહેતાં બાહેર આવ્યો, તેવોજ અર્જુને બાણની વૃષ્ટી કરીને જયદ્રથને માર્યો. કેટલાક ગ્રંથકારનો મત એવો છે કે " શ્રી કૃષ્ણે સુદર્શનથી સુર્યને ઢાંકયો હતો, ને સાંજ પડવાથી પોતાની પ્રતિજ્ઞાસિદ્ધ ન થયાથી અર્જુન ચિતા ખડકાવી બળવા જતાં શ્રીકૃષ્ણને નમન કરવા ગયો, ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે સૂર્યાસ્ત નથી થયો, તેમ કહીને સુદર્શન ખસેડ-

વાથી સૂર્ય દેખાયો ને પછી બાણ મારી જયદ્રથને માર્યો." પંદરમા દિવસે તેણે શીવદત્ત બાણથી કર્ણને માર્યો, અને ઇન્દ્રદત્ત બાણથી સુસર્માને માર્યો, અશ્વત્થામાને બાણ મારી તેના મસ્તક પરનો મુગટ છેદી નાખ્યો, ને તેમાંનો મણી અર્જુને લીધો.

ધર્મ રાજાએ યુદ્ધના અંતે અશ્વમેધ યજ્ઞ કર્યો. તે વખતે ઘોડા સાથે અર્જુનને મોકલ્યો હતો. મહેશમતી નગરીમાં નિલધ્વજ સામે યુદ્ધ કરી, અશ્વ છોડાવ્યો. રસ્તે ચાલતાં શલ્યા ઉપર અર્જુનનો પગ આવતાં શલ્યા સ્ત્રી રૂપ થઇ હતી. ત્યાંથી આગળ ચાલતાં ચંપકના હંસધ્વજ સાથે યુદ્ધ કર્યુ. ને તેને તથા તેના ભાઇ સુરથનો શીરચ્છેદ કર્યો. ત્યાંથી પ્રેમળા રાણીના સ્ત્રીયા રાજમાં આવ્યા, અહીં સ્ત્રીઓના સૈન્ય ઉપર અર્જુને બાણ માર્યા, એટલે આકાશવાણી થઈ કે રણયુદ્ધ ન કરતાં રાણી સાથે લગ્ન કર, તેથી લગ્ન કર્યું. ને રાણીને હસ્તિનાપુર મોકલી દીધી, પછી એક ભીષણ નામના અસુરને માર્યો, ને ત્યાંથી અસંખ્ય દ્રવ્ય લીધું. પછી મણીપુરનો બભ્રુવાહન, પોતાની માતા કહ્યાથી પોતાના પિતાને શરણ આવ્યો, ત્યાંથી બભ્રુવાહનને સાથે લેઈ આગળ ચાલતાં રત્નપુરનો મયુરધ્વજ શરણ થયો, ને તેનો અશ્વ અર્જુનને અર્પણ કર્યો. પછી સારસ્વતપુરના વીરવર્મા રાજા જોડે અર્જુને યુદ્ધ કર્યું, તેમાં અર્જુન હાર્યો, પણ શ્રીકૃષ્ણ આવી પહોંચવાથી અંતનું સમાધાન કર્યુ. પછી કુંતલપુરમાં આવ્યા. અહીંનો રાજા ચંદ્રહાસ શ્રી કૃષ્ણનો ભક્ત હતો, તેથી તે સૈન્ય સહિત શરણે થયો. પછી જયદ્રથની નગરીમાં ગયા ત્યાં દુર્યોધનની બહેન દુઃસીલા શરણ આવી, તેને લેઇને અર્જુનને શ્રીકૃષ્ણે અસંખ્ય ધન, તથા સર્વ રાજાઓ સહિત, હસ્તિનાપુર આવ્યા. ત્યાં ધર્મે અર્જુનને અશ્વમેધના અગ્નિકુંડની રક્ષા કરવાનું કામ સોંપ્યું હતુ.

**અર્જુન** કેટલાક દિવસે **દ્વારકામાં** શ્રીકૃષ્ણની ખબર કાઢવા, ધર્મ-રાજાએ મોકલવાથી ગયા. ત્યાં **જાદવાસ્થળી થઇ** હતી અને, શ્રી કૃષ્ણ સ્વધામ ગયા હતા. શ્રીકૃષ્ણે તે વખતે **દારૂક** સારથી જોડે સંદેશો કહેવડાવ્યો હતો કે ઉગ્રસેન, **વાસુદેવ**, તથા સર્વ વિધવા સ્ત્રીઓ તથા દ્રવ્યાદિ સર્વ સમૃધિ લેઇને **હસ્તિનાપુર** જવું. તે સંદેશો **દારૂકે અર્જુનને** કહ્યાથી તે તમામ લેઇને નીકળ્યા. રસ્તામાં જતાં **કાબાઓ** લુંટવા આવ્યા તે વખતે ગાંડીવ ધનુષ્ય ચડાવી ઘણા બાણ માર્યાં, પણ તે બાણની કશી અસર કાબાઓને ન થઇ. અર્જુને જાણ્યું કે શ્રીકૃષ્ણની સાથે મારૂં તેજ ગયું. **કાબાઓએ** લુંટી લીધા, **ને** તેવી **સ્થિતામાં હસ્તિનાપુર** પહોંચ્યા. જ્યારે શ્રી કૃષ્ણના સમાચાર પુછ્યા, તે ન કહેવાતાં **અર્જુનને** રડવું આવ્યું, ત્યારે **ધર્મને** ખાત્રી થઇ કે શ્રી કૃષ્ણ સ્વધામ પધાર્યા. પછી પાંડવો **હિમાલયે** દેહત્યાગ કરવા ગયા.

**ભીષ્મ-શાંતનુના** ગંગાથી ઉત્પન્ન **થયેલા પુત્ર**—આઠમાંના એક **વસુનો અવતાર**, તેઓ **બ્રહસ્પતિ** પાસે ચારે વેદ શીખ્યા હતા. એમને **ઈંદ્રાદિ** દેવ **અસ્ત્ર શસ્ત્ર** આપ્યાં. ત્યાર બાદ **શુક** ને **ફરસુરામ** પાસે ધનુરવિદ્યા ભણીને **શાંતનુ** પાસે રહ્યા. **શાંતનુ** મરણ પામ્યા ત્યારે **ભીષ્મે** પોતાના સાવકા ભાઇ **ચિમાંગદને**, અને તેના **મરણ** પછી **વિચીત્ર-વિર્યને** ગાદીએ બેસાડ્યા. ને **કાશીરાજની** ત્રણ પુત્રીનો સ્વયંવર હોવાથી ત્યાંથી ત્રણેને **ભીષ્મ** ઉપાડી લાવ્યા. ને લગ્ન કરવાની તૈયારી કરાવી તે વખતે એક કન્યા **અંબા** બોલી કે, હું તો મારા મનથી **સાલ્વને** વરી ચુકી છું. એ ઉપરથી **ભીષ્મે તેને** રથમાં બેસાડી **સાલ્વ** પાસે મોકલી દીધી. **જ્યારે સાલ્વે** કહ્યું કે હું તારી સાથે લગ્ન નહિ કરૂં. ત્યારે તો **તેની** બે બહેનો **અંબીકા** ને **અંબાલીકા** વિચિત્રવિર્ય સાથે પરણી ચુકી હતી. પછી તેણે **ભીષ્મને** કહ્યું કે હું તમોને વરવા ઇચ્છું છું,

તેથી ભીષ્મે કહ્યું કે મારે તો બધી સ્ત્રીઓ મા બહેન પ્રમાણે છે. તેથી નારાજ થઇ બદ્રિકાશ્રમમાં તપ કરવા ગઈ. પાંડુના મરણ પછી ભીષ્મે પાંડવ કૌરવને કૃપાચાર્ય પાસે ભણાવ્યા. દ્રોણ દરિદ્રતાથી પિડીત થઇને હસ્તિનાપુર આવ્યા, ત્યારે તેમને ભીષ્મે વિવેક પૂર્વક રાજ્યાશ્રય આપી, પાંડવ કૌરવ તથા બીજા રાજપુત્રોના ગુરુ સ્થાપ્યા. પાંડવ કૌરવ વચ્ચે જે દ્વેશ ઉભો થયો અને તે ચાલુ રહ્યો, તે તમામ પ્રસંગોમાં કૌરવોને ભીષ્મ પિતામહે યોગ્ય સલાહ આપીને ઘણા સમજાવ્યા, પણ તેમની શીખામણ માનવામાં આવી જ નહિં. મહાભારતનું યુદ્ધ થયું ત્યારે કૌરવના પક્ષનાં હોવા છતાં જય તો પાંડવોનો જ ઇચ્છતા હતા. તેમણે દશ દિવસ કૌરવોના સેનાધિપતિ થઇને દ્વંદ્વ યુદ્ધ કર્યુ હતું. શ્રીકૃષ્ણે યુદ્ધમાં શસ્ત્ર ન ધારણ કરવા પ્રતિજ્ઞા કરી હતી પણ ત્રીજે દીવસે ભીષ્મે એવા બાણનો મારો ચલાવ્યો કે, એમને મારવા શ્રીકૃષ્ણને સુદર્શનના બદલે રથનું પૈડુ લેવું પડયું હતું, ને નવમા દીવસે તેમના બાણ વાગવાથી અર્જુનને મુર્છા આવી હતી. તે વખતે શ્રીકૃષ્ણે રથનું પૈડું કાઢીને, બાણની વૃષ્ટીનો બચાવ કર્યો હતો. પછી ભીષ્મે કહ્યું કે મારી પ્રતિજ્ઞા તો મેં પુર્ણ કરી છે, તેટલામાં તો શીખંડી ઉપરા ઉપરી બાણનો મારો ચલાવતો રહ્યો, પણ ભીષ્મે તેના સામું એક પણ બાણ ન છોડયું, તેમજ તેના સામે નજર પણ ન કરી. (શીખંડી તે વાંઝા સ્ત્રી હતી) તે તકનો લાભ લેઇને અર્જુને પોતાનાં બાણોથી ભીષ્મને જમીનપર પાડી દીધા, (કારતક વદી ૮) તે વખતે દક્ષણાયનના સુર્ય હોવાથી ઉત્તરાયણના સુર્ય થતા સુધી, બાણ સય્યા ઉપરજ આત્મ બળથી દેહ ટકાવી રાખ્યો હતો.

પાંડવો પોતાના વીર યોદ્ધાઓ માર્યા ગએલા, તેમની લાસોને ઓળખી કાઢી અવલમંજલ પોંચાડી. ને ઘવાયેલાને સારવાર માટે ગોઠવણ

કર્યા પછી ભીષ્મનાં દર્શન કરવા ગયા હતા. જે વખતે તેમની પાસે નારદ આદિ ઋષિયો બેઠા હતા. ત્યાં નારદ મુનિયે કહ્યું કે જાણે ભારતવંશનો સૂર્ય આથમી જતો હોય, તેવા આ ભીષ્મ પીતામહ પણ આથમી જાય છે. માટે જે ધર્મ સંબંધી પુછવું હોય તે પુછો ! કારણ કે ચારે વર્ણના અનેક પ્રકારના સમગ્ર ધર્મને તેઓ જાણે છે. તેમ ઉત્તમ રાજનીતિ પણ જાણે છે, તો તે તેમનાથી શીખી લ્યો. (જુઓ શાન્તિ પર્વ અધ્યાય ૫૪)

ભીષ્મ પીતામહે કહ્યું કે, જેમ દાન અધ્યયન અને તપ કરવું તે બ્રાહ્મણનો ધર્મ છે, તેમ રણસંગ્રામમાં દેહ ત્યાગવો તે ક્ષત્રિયનો ધર્મ છે, ક્ષત્રિયોના માટે તો સંગ્રામ વિષે મરણ વીહિત છે. ક્ષત્રિય ધર્મ અતિ ભયંકર છે, એમ શાસ્ત્રમાં કહેલું છે. ક્ષત્રિયનો વધ શસ્ત્રો વડે સંગ્રામમાંજ થવો જોઇએ. અનીતિના માર્ગે જનાર પિતૃઓ, પીતામહો, ભાઇયો, ગુરૂઓ, સંબંધીયો, અને બાંધવો એ બધાને સંગ્રામમાં જે હણે તેજ ક્ષત્રિય ધર્મ છે. પ્રતિજ્ઞાનો ભંગ કરનારા, લોભી અને પાપી ગુરુઓને પણ સંગ્રામમાં જે હણે છે, તેજ ક્ષત્રિય ધર્મ છે ( શા. પ. અ. ૧૬ ) લોભ વડે સનાતન ધર્મ સેતુને પણ જે જોતા નથી તેવાને સંગ્રામમાં જે હણે છે. તે ક્ષત્રિય ધર્મ છે. (શા. પ. અ. ૧૭)

જે ક્ષત્રિય યુદ્ધમાં પૃથ્વીને રૂધીરરૂપ જળવાળી, કેશરૂપ ઘાસવાળી, હાથીરૂપ પર્વતવાળી, અને ભાલાની ધ્વજાઓરૂપ વૃક્ષવાળી કરે, તેજ સાચો ક્ષત્રિય ધર્મ જાણનારો છે, એમ સમજવું. (શા. પ. અ. ૧૮)

ક્ષત્રિય જ્ઞાતીના પુરુષને સંગ્રામમાં યુદ્ધ કરવા બોલાવવામાં આવે તો તેણે જવુંજ જોઇએ, અને ધર્મયુદ્ધ કરવુંજ જોઇએ. વળી મનુએ કહેલું છે કે, " ક્ષત્રિયને યુદ્ધ એ ધર્મ આપનારૂં, સ્વર્ગ આપનારૂં, અને આ લોકમાં કિર્તી આપનારૂં છે. " ( જુઓ શાન્તિ પર્વ અધ્યાય ૫૫ )

નાશ પામતા ધર્મનું જે રક્ષણ કરે, તેનેજ ક્ષત્રિય ધર્મને જાણનારો કહેવો. આવી રીતે ધર્મનું રક્ષણ કરવામાં કદાપિ કાંઈ હાનિ થાય, તો તે ધર્મને હાનિ કરનારો ગણાતો નથી. ( જુઓ શાન્તિ પર્વ અધ્યાય ૫૬ )

યુદ્ધમાં આત્માનો ત્યાગ કરવો સર્વ પ્રાણી ઉપર દયા રાખવી, લોકો સંબંધી જ્ઞાન મેળવવું, પ્રજાનું પાલન કરવું, પ્રજાને સંકટમાંથી મુક્ત કરવી, પીડા પામેલાઓની સેવા કરવી, એવું એવું અનેક સદ્આચરણ ક્ષત્રિય રાજાના માટે કહેલુ છે. (શા. પ. અ. ૨૨) કામ અને ક્રોધથી ઉત્પન્ન થએલા મર્યાદા રહિત પુરુષો. રાજાથી ભય પામીને પાપ કર્મ કરી શકતા નથી. માટે ક્ષત્રિય ધર્મ સર્વથી ઉત્તમ છે. લોકમા શ્રેષ્ઠ છે, સનાતન છે. નિત્ય છે, મોક્ષ પર્યંત પહોચેલો છે, અક્ષય છે, તેમજ સર્વ દિશાએ ગતિવાળો છે. ( જુઓ શાન્તિ પર્વ અધ્યાય ૬૪ )

હવે રાજા તેવા પાપથી શી રીતે મુક્ત થાય છે? તે હુ તમને કહુ છું તે સાંભળો. જો ચોર લોકો, કદાપિ કોઈ પુરુષનું ધન હરણ કરી ગયા હોય અને તે ધન રાજ્યસત્તાથી પાછું આણિ આપવાને અશક્ય હોય તો, તે ધન ઉપરજ નિવાહ કરનારા વેપારી વાગેરેનું લુટાયેલું ધન રાજાએ પોતાના ખજાનામાંથી આપવું. ( જુઓ શાન્તિ પર્વ અધ્યાય ૭૫ )

ભીષ્મ પિતામહ કહે છે. ધર્મના અર્થે યુદ્ધ કરતાં મને એવા જબરજસ્ત ઘા વાગ્યા છે કે, જેનાથી મારા શરીર ઉપર બે આંગળ પણ આખી ચામડી નથી. તેવી રીતના ઘાથી આખું શરીર વ્યાધિ યુક્ત છે છતાં તુ મારા અંતરમાં કેમ પ્રવેશ કરે છે ( જુઓ શાન્તિ પર્વ અધ્યાય ૭૭ )

હે યુધિષ્ઠિર! જ્યારે મર્યાદાનો લોપ થાય, અને ચોર લુટારૂથી પ્રજામાં ગભરાટ થાય, ત્યારે સર્વ વર્ણની પ્રજાઓએ, શસ્ત્ર ધારણ કરવાં ને પોતપોતાનો બચાવ કરવો. ( જુઓ શાન્તિ પર્વ અધ્યાય ૭૮ )

વાણી અને કર્મ વડે. જ્ઞાતિ જનનું માન રાખવું. તથા પુજન કરવું, તેમજ તેમનું બને તેટલું પ્રીય કરવું, પણ અપ્રીય વર્તન કદાપિ કરવુંજ નહિ. ( જુઓ શાન્તિ પર્વ અધ્યાય ૮૦ )

જે ક્ષત્રિયના શરીર ઉપર ઘા, વાગ્યો ન હોય, તેવા પુરુષો ગુજરતાં, તેમનાં ક્ષત્રિય ધર્મનાં કાર્યોનાં વખાણ થતાં નથી. × × × જે શુરા ક્ષત્રિયો હોય તે પોતાની જ્ઞાતિના સમુદાયમાં મળીને, સંગ્રામમાં શત્રુઓથી પોતાની જ્ઞાતિનો બચાવ કરવાના, ધર્મ યુદ્ધમાં શત્રુઓનું નિકંદન, પોતાનાં તીવ્ર શસ્ત્રોથી કાઢે છે. ને છેવટે પોતે પણ ત્યાંજ મૃત્યુ વશ થાય છે. ( જુઓ શાન્તિ પર્વ અધ્યાય ૯૭ )

અરે હે ! શુરા ક્ષત્રિયો ! યુદ્ધમાં શુરાતન વાપરી વીર પુરૂષો મૃત્યુ વશ થાય છે. તેમને ગાંધર્વ કન્યાઓ પુષ્પની વરમાળા આરોપવા ને વરવા તૈયાર હોય છે. ને યુદ્ધમાંથી કાયર થઇ નાસી જનારા ક્ષત્રિયો નરક લોકમાં જાય છે. અને અનંત કાળ સુધી અપકીર્તી ભોગવે છે. ( જુઓ શાન્તિ પર્વ અધ્યાય ૯૯ )

મોક્ષ ધર્મ આદિ ધર્મો વિષે વ્યાખ્યાન કરીને પછી ઉત્તરાયણના સૂર્ય થતાં ભીષ્મ પીતામહે પોતાનો દેહ ત્યાગ કર્યો હતો.

કૌરવ સભામાંથી દ્રૌપદીયે, ભીષ્મને પ્રશ્ન કર્યા હતા. તે ગલત કરીને ભીષ્મે ઉત્તર કર્યા હતા. તેમના આ પ્રસંગ શિવાય બીજા દરેક દરેક પ્રસંગે એણે પોતાની ઉજળી કાર્યકિર્દીનો ત્યાગ કર્યો નથી. તેમ સંસાર સંબંધી વિષયમાં માત્ર સ્ત્રી સંબંધીજ, પોતાના બ્રહ્મચર્ય વ્રતના સબબેજ અનુભવ જ્ઞાન નહોતું. તે શિવાય તેઓ સર્વ વિષયમાં કુશળ હતા. એમણે કોઇ દીવસ યુદ્ધમાં પીઠ દેખાડી નથી, તેમ કોઇ પણ પ્રસંગે નિતીનું ઉલ્લંઘન કર્યું નથી. અસ્ત્ર શસ્ત્ર વિદ્યામાં અર્જુન કરતાં વિશેષ કુનેહબાજ કહીયે તો ચાલે, ને બ્રહ્મ વિદ્યામાં તો તે ઋષિ જેવાજ હતા.

ઇંદ્રપસ્થમાં, પાંડવો રાજ્યગાદી સ્થાપીને રહ્યા છે, ત્યાં શ્રીકૃષ્ણના કહ્યાથી **શી**લ્પશાસ્ત્રી **મયાસુરે**, એક સભામંડપ ધર્મને ભેટ કર્યો, તે જોવાને ઋષિઓ તથા રાજાઓ એકઠા થયા. ત્યાં રાજસુ યજ્ઞ કરવાનો વિચાર કર્યો, ને શ્રીકૃષ્ણ **અર્જુ**ન તથા **ભીમ** જરાસંધના ત્યાં ગયા, **ભીમે** જરાસંધ સાથે યુદ્ધ કર્યું તેને માર્યો. જરાસંધના કેદ કરેલા રાજાઓને છોડવ્યા, **ત્યાંથી અર્જુન** ઉત્તરમાં ગયા. ત્યાંના રાજાઓને જીતી પુષ્કળ દ્રવ્ય લાવ્યા. ભીમ પૂર્વ દિશામાંથી. સહદેવ દક્ષિણ દિશામાંથી, નકુળ પશ્ચિમ દિશામાંથી, દ્રવ્ય લેઇ આવ્યા. ને ત્રણ વર્ષે યજ્ઞને સમાપ્ત કર્યો. યજ્ઞના અંતે રાજાઓને વિદાયગિરી કરતી વખતે પ્રથમ **શ્રી**કૃષ્ણનું પૃજન કર્યુ. તે ઉપરથી શીશુપાળ ક્રોધે ભરાયો, ને તેણે શ્રીકૃષ્ણને ગાળો દીધી. નવાણું ગાળો સાંભળી, પણ સો પુરી થઇ ત્યારે શ્રીકૃષ્ણએ, સુદર્શન ચક્રથી તેનો શીરછેદ કર્યો. બધા રાજાઓને શીરપાવ આપી, વિદાયગીરી કરી. કૌરવો સભા મંડપ જોવા રહ્યા, મંડપ જોતાં જોતાં, દુર્યોધન કાચ જડેલી જગ્યા જોતા હતા ત્યાં, પાણીનો ભાસ થયો, ને પાણી હતુ ત્યાં જમીનનો ભાસ થયો, તેથી તેનાં વસ્ત્ર પલળ્યાં. તેમની મુર્ખાઇનું દ્રૌપદીને હાસ્ય થયું. તેથી દુર્યોધન શરમાયો, પછી સહદેવ નકુળ આગળ દેખાડવા જાય છે, ત્યાં **ભીમે** (અંધના પુત્ર અંધ) એવું મોઢું બોલવાથી, દુર્યોધનને માઠું લાગ્યું. તે ત્યાંથી હસ્તિનાપુર ગયા. આ વેર વાળવા દ્યુત રમાડવાનો વીચાર કર્યો. તેથી પાંડવોને હસ્તિનાપુર બોલાવ્યા ને દ્યુત રમ્યા. ત્યાં શકુનીના કપટથી હાર્યા, ને તમામ સમૃદ્ધિ ખોઇ નાંખી. છેવટે દ્રૌપદીને પણ આપી દીધી, દુઃશાસન દ્રૌપદીનો ચોટલો પકડી સભામાં લાવ્યો. તે વખતે **ભીષ્મ દ્રોણ વિદુરાદિયે** નીચુ જોયું. કર્ણે દ્રૌપદીને કહ્યું, કે દુર્યોધનના ખોળામાં બેસ, ને પાંડવની આશા મુકી રાજવિભવ ભોગવ. પછી દુઃશાસને તેનાં વસ્ત્ર ઉતારવા માંડયાં.

ત્યાં દ્રૌપદીયે શ્રીભગવાનનું ધ્યાન ધર્યું ભક્ત વત્સલ ભગવાને તેની લાજ રાખી. થોડા દિવસ બાદ બાર વરસનો વનવાસ ભોગવવા પાંડવો નીકલ્યા. ત્યાં ધર્મે સૂર્યની ઉપાસના કરવાથી અક્ષયપાત્ર મેળવ્યું. જેથી સેંકડો જનોને ભોજન મળતું.

બાર વર્ષ પુરાં થયા બાદ વૈરાટ રાજાને ત્યાં જુદાં જુદાં નામ રાખી, ગુપ્ત રહેવાનો વિચાર કર્યો. ગામની ભાગોળે શમીના ઝાડના પોલમાં પોતાનાં શસ્ત્રો ને વસ્ત્રો છુપાવીને, નગરમાં પ્રવેશ કર્યો. ત્યાં વિરાટને મલ્યા, ને વિરાટે તેમને રાખ્યા. ત્યાં ભીમે જીમુત નામના મલ્લને માર્યો. ને કીચક. જે દ્રૌપદીનો ચોટલો પકડી મારવા લાગ્યો તેને પણ માર્યો. કૌરવોને શંકા થતાં દુર્યોધને વૈરાટની ગાયોનું હરણ કરાવ્યું. તે વખતે અર્જુન વૈરાટ પુત્ર. ઉત્તરના સારથી થઇ કૌરવને હરાવ્યા. ને ગાયો પાછી વાળી લાવ્યા. પછી પાંડવો જાહેર થયા. વૈરાટે તેમની ક્ષમા માગી, ને પોતાની ઉત્તરા કુંવરી, અભિમન્યુને પરણાવી. પછી પાંડવોએ કહ્યું. કૌરવો અમારૂં રાજ્ય આપતા નથી. તેથી શ્રીકૃષ્ણ બળરામ ને દ્રુપદ રાજા, વૈરાટ રાજાની સલાહથી, પોતાના ગોરને, કૌરવોને સમજાવવા મોકલ્યો. ત્યાં ધૃતરાષ્ટ્રે પાંચનગરનું રાજ, આપવાને ખુશી બતાવી. પણ કૌરવોએ તે પણ આપવાની ના કહી. ત્યાર બાદ શ્રીકૃષ્ણ પોતે હસ્તિનાપુર ગયા. ને દુર્યોધનને અનેક રીતે સમજાવ્યો. તે પણ ન માનવાથી છેવટે મહાભારતનું યુદ્ધ થયું.

પાંડવોએ સાત ક્ષૌણી સૈન્ય સાથે, ને કૌરવોએ અગીયાર ક્ષૌણી સૈન્ય સાથે કુરૂક્ષેત્રના મેદાનમાં યુદ્ધ કરવાને સજ થયા. અઢાર દીવસ યુદ્ધ ચાલ્યું. તેમાં પાંચ ભાઇયોએ પોતપોતાનાં પરાક્રમ દેખાડયાં. પરિણામ એ આવ્યું કે કૌરવોના ફક્ત ત્રણજ યોદ્ધા જીવતા રહ્યા, ને

પાંડવોના ૧૭૦૦ હાથી, ૫૦૦ સવાર, ૭ હજાર પાયદલ, એટલું સૈન્ય જીવતું રહ્યું.

એક સમય એવો હતો કે, આ ભારત ભૂમિમાં ઠેક ઠેકાણે રણભૂમિયો થયેલી છે. તેમજ દરેક દરેક ગામડામાં વીર પુરુષ જન્મેલા છે. તેમની અમર કીર્તિરૂપી પાળીયા જોઈને, અને સોનેરી અક્ષરવાળા ઇતિહાસો સાંભળીને રોમાંચ થાય છે.

## શ્રી સંક્ષિપ્ત મહાભારત સમાપ્ત.

अच्युतं केशवं राम नारायणम् ।
कृष्ण दामोदरं वासुदेवं हरिम् ॥
श्रीधरं माधवं गोपिका वल्लभम् ।
श्री जानकी नायकम् रामचंद्रं भजे ॥




## શ્રી ક્ષત્રિય ધર્મ ગીતા સમાપ્ત.

## શ્રીમદ્ શંકરાચાર્યે રચેલું

# ચર્પટપંજરીકા સ્તોત્ર.

### અનુષ્ટુપ છંદ.

કર્મેલા મોહ માયાથી, કેદી જીવો દેહે ઘણા,
ચર્પટ પંજરીકા એ, છુટીને બ્રહ્મ પામતા. ૧
બોધ શ્રી શંકરાચાર્યે, ગીતામૃત રૂપે દીધો,
ખુલેલાં સ્વર્ગનાં દ્વારો, પામે શાંતિ પીનાર તો. ૨

### રાગ ભેરવી.

ભજ ગોવિંદં તું ભજ ગોવિંદ તું, ભજ ગોવિંદ તું મૂઢ મતિ.
સનમુખ મૃત્યુ આવે ત્યારે, રક્ષે ન ડુંકૃઞ કર્ણે રતિ—ભજ૦ ટેક. ૧
દિન પછી રજની સાંજ સવારે, શિશિર વસંતો વારંવારે;
કાળ ભમે છે આયુ પસારે, તો પણ આશા વા ન જ તારે—ભજ૦ ૨
આગળ અગ્નિ પાછળ તડકો, ટુંટીઉં વાળી સુતાં ફડકો;
ભિક્ષા હાથે તરુતલ વાસો, તો પણ ત્યાગો ન આશા પાશો—ભજ૦ ૩
વિત્ત કમાવા જ્યાં સુધી શક્તિ, સહુ પરિવારની ત્યાં સુધી ભક્તિ:
જ્યારે અંગ અભંગ અશક્તિ, ત્યારે ન પૃછે કોઈ વ્યક્તિ—ભજ૦ ૪
મુંડ મુંડાવી જટા વધારી, કે પછી ભગવો વેષ જ ધારી;
જોવાનું ન જુવે ચક્ષુથી, ઉદર નિમિત્ત બને બહુ રૂપી—ભજ૦ ૫
ભગવદ્ ગીતા કંઈ પણ જાણે, ગંગા જળ થોડું પી માણે;
ૐ શ્રી મુરારી સેવ્યા પ્રાણે, તેનું નામ ન જમ લઈ જાણે—ભજ૦ ૬
અંગ ગળ્યું પળીયાં શિર દેખું, દાંતો વિણ મુખ દિસે બોખું;
બુઢ્ઢા હાથે લાકડી પેખું, તોય તજે ન આશા ખોખું—ભજ૦ ૭
બાળપણું ખોયું સહુ ખેલે, જુવાની ગઈ જુવતીને ગેલે;
બુઢ્ઢાપે ચિંતા ચિત્ત રેલે, બ્રહ્મ બુદ્ધિ મન જરી નવ ફેલે—ભજ૦ ૮

જન્મી ફરી ફરી ફરી ફરી મરવું, ફરી ફરી માતા ગર્ભે વસવું;
આ સંસારે ભારે તરવું, પ્રભુ કૃપાએ પાર ઉતરવું—ભજ૦ ૯
ફરી ફરી રાત્રી ફરી ફરી દિવસો, ફરી ફરી પક્ષો ફરી ફરી માસો;
ફરી ફરી અયનો ફરી ફરી વરસો, તોય તજે નહિ આશા કાંસો—ભજ૦ ૧૦
વય વિત્યે જેમ કામ વિકારો. સુકે સરોવર પાણી નિધારો,
જેમ નિધનનાશે પરિવારો. તેમ આ તત્વજ્ઞાને ધારો—ભજ૦ ૧૧
ભરાવ નારી સ્તન શુભ વેષ, મિથ્યા માયા મોહ આવેશ;
માંસ હાડ રૂધીર અવશેષ, એમ વિચાર કરો હંમેશ—ભજ૦ ૧૨
કોણ તું ને હું? આવ્યા ક્યાંથી, કોણ પિતા માતા તુજ સાથી;
હે સંસાર અસાર તું ત્યાગી, સ્વપ્ન સમાન વિચારી અભાગી—ભજ૦ ૧૩
ગાવું ગીતા ગાન હજારે, ધ્યાન હરિ ઇચ્છવું સૌ વારે.
સાધુ સંગતિ કરી મનવા રે, દાન દિનોને દેવું તારે—ભજ૦ ૧૪
દેહે જ્યાં સુધી જીવ રહે છે, ત્યાં સુધી કુશળ ઘરે સહુ પૂછે;
પ્રાણ નીકળી દેહ પડે રે! ત્યારે કોઈ સંભાળી કરે રે?—ભજ૦ ૧૫
સુખે કરે સુંદરી સંભોગ, અંતે દેહે વળગે રોગ,
આવે યમ સ્વારીનો યોગ તો પણ પાપી ન છોડે ઢોંગ—ભજ૦ ૧૬
સુજની કરે વિણી ચૌટે ચીંથરાં, પાપ પુણ્યના છોડી પથરા;
તું નથી હું નથી નથી આ લોક, તો પણ શીદ કરે તું શોક—ભજ૦ ૧૭
કો તુજ કામીની કો તુજ પુત્ર, આ સંસાર અતિ વિચિત્ર;
કોનો તું ક્યમ આવ્યો અત્ર, મન આગળ કર ખડું સૌ ચિત્ર—ભજ૦ ૧૮
ગંગા સાગર સ્નાન કરીને, વ્રત પાળી વા દાન દઇને;
જ્ઞાન વિના એ સર્વ કરીને, સો જન્મે ન મળે મુક્તિને—ભજ૦ ૧૯
ગંગા તટના તરૂવર નીચે. ભોંય પથારી વાસો ઇચ્છે:
સર્વ પરિગ્રહી ત્યાગી ભોગ, સુખ કોને ન કરે વૈરાગ!—ભજ૦ ૨૦

ચાલીસ ચિત્રોવાળી

શ્રી સચિત્ર સ્તવન સમશ્લોકી

સરળ

# ભગવદ્ ગીતા.

**કિંમત આઠ આના.**

આ ગીતાની ચાર આવૃત્તિ છપાઈ ને તેની ૧૬૦૦૦ પ્રત અત્યાર સુધીમાં ખપી છે હવે થોડીક પ્રત બાકી છે માટે જલદી મંગાવો. દેવ મંદિરના કે ચાર ધામની જાત્રાએ જવાનું ન બની શકતું હોય, તેને ઘેર બેઠા આ ગીતામાંથી દર્શનોનો તથા જાત્રાઓનો લાભ મળી શકશે. વળી નિત્યકર્મ તથા મોક્ષપદ પ્રાપ્ત કરવાનું આ ઉત્તમ સાધન છે. આવતી દીવાળી ઉપર આ ગીતાની ૨૦૦૦૦ (વીસહજાર) પ્રત છપાઈ તૈયાર થશે.

શ્રી સચિત્ર સત્યનારાયણની કથા વિષ્ણુ સહસ્ર નામ સાથે છપાય છે કિંમત ચાર આના.

**કાનજી કાલીદાસ જોશી.**

૯૪–૯૨ કાંદાવાડી, **મુંબઈ.**

અમદાવાદ—હરિહર પ્રિ. વર્ક્સમાં શા. નાથાભાઈ દોલતરામે છાપ્યું તથા અને મહેશ્વરસિંહજી જવાનસિંહજી ગોહીલે ૯૪—૯૨ કાંદાવાડી—મુંબઈમાં પ્રગટ કર્યું.